પ્રકાશક : શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ : સંઘવીપોળ :
મહેસાણા.
મૂલ્ય : ૨૦ રૂપિયા- ત્રીજી આવૃત્તિ-નકલ : ૧૦૦૦,
સં. ૨૦૩૭.
મુદ્રક : હસમુખલાલ જે. શેઠ, અજય પ્રિન્ટર્સ,
સુરેન્દ્રનગર. (સૌરાષ્ટ્ર)

JAIN RAMAYAN : Part 3, By Shree Priyadarshan

★ આધાર-ગ્રંથ ★

ત્રિષષ્ટિ શલાકા-પુરુષ ચરિત્ર

❖ મૂળ-ગ્રંથકાર ❖

કલિકાલસર્વજ્ઞ પૂજનીય આચાર્યશ્રી

હેમચન્દ્રસૂરીશ્વરજી.

★ લેખક ★

ન્યાયવિશારદ પૂજ્ય આચાર્યદેવશ્રી

વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મ.સા.ના

શિષ્યરત્ન

પૂજ્ય ગણિવરશ્રી ભદ્રગુપ્તવિજયજી

[ શ્રી પ્રિયદર્શન ]



# પ્રકાશકીય

વિ.સં. ૨૦૧૭ થી ૨૦૨૭ સુધીમાં પૂજ્ય મહારાજશ્રીએ સાત ભાગોમાં 'જૈન રામાયણ' લખ્યું અને શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન દ્વારા એ સાત ભાગ ક્રમશઃ પ્રકાશિત થયા.

ત્યારબાદ વિ.સં. ૨૦૩૦માં એ સાત ભાગ ત્રણ ભાગમાં ફરીથી છપાયા. એક વર્ષ પૂર્વે એ ત્રણ ભાગ ખલાસ થઈ ગયા અને ફરીથી છપાવવાનું નક્કી કર્યું. કાગળના ભાવ અને પ્રીન્ટીંગના ભાવ ખૂબ વધી જવાથી ત્રીજા ભાગની ત્રીજી આવૃત્તિની કિંમત રૂ. ૨૦/ રાખવી પડી છે. આ રીતે રામાયણના ત્રણે ભાગની કિંમત રૂ. ૫૦/ થઈ છે.

અમે ઈચ્છીએ છીએ કે જૈન રામાયણનો પ્રચાર એક-એક જૈન પરિવારમાં થવો જોઈએ. કોઈપણ જૈન પરિવાર એવો ન જોઈએ કે જે ઘરમાં 'જૈન રામાયણ' ન હોય!

પૂજ્ય મહારાજશ્રીએ લખેલું આ સંપૂર્ણ જૈન રામાયણ હિન્દી-ભાષામાં પણ છપાઈ ગયું હતું પરંતુ આજે તે અલભ્ય છે. એટલે તેનો પુનઃ સુંદર હિન્દી અનુવાદ કરાવીને છપાવવાનો અમે વિચાર કરીએ છીએ.

જૈન અને જૈનેતર સહુ માનવો આ જૈન રામાયણની ઉચ્ચતમ પ્રેરણાપાન કરાવનારી વાતો વાંચે અને માનવજીવનના મહાન્ આદર્શો સમજે તો માનવીના આચાર-વિચારોમાં ભવ્ય-પરિવર્તન આવી શકે.

સહુ વાચકોને અમારી આગ્રહપૂર્ણ પ્રાર્થના છે કે તમે આ જૈન રામાયણ વાંચીને તમારા મિત્રોને, સ્નેહી-સ્વજનોને પણ વંચાવશો. અંતે, આ પ્રકાશનમાં કોઈ ત્રુટી રહેવા પામી હોય તો અમને ક્ષમા કરશો.

લિ.

૨-૭-૮૬
મહેસાણા.

માનદ ટ્રસ્ટી
શ્રી વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટ

| પ્રકરણ | પાના નંબર |
|---|---|

| પ્રકરણ | | પાના નંબર |
|---|---|---|

# જૈન રામાયણ

[ભાગ-૩]

શ્રી પ્રિયદર્શન

# શ્રી પ્રિયદર્શનનાં પુસ્તકો

- ★ જૈન રામાયણ : ભાગ-૧,૨,૩
- ★ જ્ઞાનસાર
- ★ પ્રશમરતિ : ભાગ-૧,૨
- ★ તારા દુઃખને ખંખેરી નાંખ
- ★ તારા સુખને વિખેરી નાંખ
- ★ હું જ ખોવાઇ ગયો છું.
- ★ પાંપણે બાંધ્યું પાણિયારું
- ★ રાગ-વિરાગના ખેલ
- ★ ભવના ફેરા
- ★ રામાયણમાં જીવનદૃષ્ટિ
- ★ આત્મમંગલ
- ★ હું કોણ ?
- ★ જય શંખેશ્વર
- ★ હૃદય કમલમેં ધ્યાન ધરત હૂં
- ★ બાળકોની સુવાસ
- ★ બાળકોનું જીવન
- ★ બાળકોનું ચિંતન

રૂા. ૫૦૧ ભરીને વિશ્વકલ્યાણ પ્રકાશન ટ્રસ્ટના આજીવન સભ્ય બનો અને આ પુસ્તકો ઉપરાંત, દર વર્ષે ઘર બેઠાં દર વર્ષે ચાર પુસ્તકો મેળવો.

રાવણના અંતઃપુરમાં ચન્દ્રનખાના રૂદને સહુને ગમગીન બનાવ્યા હતાં. પુત્ર સુંદની સાથે ચંદ્રનખા પાતાલ-લંકાથી લંકા ભાગી આવી હતી.

રાવણને જોતાં જ ચંદ્રનખા તેના ગળે વળગી પડી અને ધ્રુસકે ધ્રુસકે રડી પડી.......

'ભાઇ, હું હણાઈ ગઈ....દુષ્ટ દૈવે મારૂં સર્વસ્વ લૂંટી લીધું. પુત્ર મરાયો, પતિ હણાયો, બે દેવર પણ યમરાજને ત્યાં ગયા....ચૌદ હજાર સુભટો પણ રણમાં રોળાઈ ગયા........'

રાવણ સ્તબ્ધ બની ચંદ્રનખાની વાત સાંભળી રહ્યો.

'સહોદર, અભિમાની અને વિશ્વવિજેતા એવો તું જીવતો છે ને તારી આ બેન રસ્તાની રઝળતી ભિખારણ બની ગઈ....પાતાલલંકા પણ ગઈ....એક પુત્ર અને બી[illegible] મારો જીવ લઈ તારા શરણે આવી છું....મારી રક્ષા કર.... હું કયાં રહું ?'

૧ 'ચંદ્રે, ખરેખર તારા પર દુઃખના ડુંગરો તૂટી પડયા....પરંતુ બ્હેન, તું અહીં સુખેથી રહે, તારા પતિ

અને પુત્રોને હણનારને હું અલ્પ સમયમાં જ હણી નાખીશ.'

રાવણે પોતાના દુપટ્ટાથી ચંદ્રનખાનાં આંસુ લૂંછી નાખ્યાં અને તેને ખૂબ આશ્વાસન આપ્યું. ચંદ્રનખાને રહેવા માટે રાવણે એક મહેલ આપ્યો અને રાવણ પોતાના વાસગૃહમાં આવ્યો.

રાવણના ચિત્તમાં મોટી ઉથલપાથલ મચી ગઈ હતી. એક બાજુ સીતાનો મોહ, સીતાનું રૂપ... સીતાનો સહવાસ રાવણને અકળાવી રહ્યો હતો. સીતાના મોહથી તે મૂઢ બની ગયો હતો. સીતાનું રૂપ તેને દિવસ ને રાત સતાવી રહ્યું હતું, સીતાનો સહવાસ મેળવવાની તીવ્ર ઝંખનાએ રાવણને હતબુદ્ધિ બનાવી દીધો હતો.

મંદોદરીએ વાસગૃહમાં પ્રવેશ કર્યો. તેણે લંકાપતિની દીનહીન સ્થિતિ જોઈ, ક્યારેય તેણે પોતાના સ્વામીને આવો અસ્વસ્થ જોયો ન હતો. તે રાવણની પાસે જઈ ઉભી રહી....પતિના નિશ્ચેષ્ટ જેવા શરીરની પીઠ પર હાથ ફેરવતી મંદોદરી બોલી :

'નાથ, આજે આટલી બધી ઉદાસીનતા શાથી ?'

રાવણ મૌન રહ્યો. આંખો બંધ હતી....બે હાથ વચ્ચે મસ્તક નમાવી શૂન્યતામાં પ્રવેશી રહ્યો હતો. મંદોદરીએ તેને હચમચાવ્યો.

'લંકાપતિને એવી કંઈ ચિંતા સતાવી રહી છે ?'

રાવણે આંખ ખોલી....પણ ઉંચી ન કરી શક્યો, તેણે કહ્યું :

'દેવી, શું કહું ? વૈદેહીનો વિરહ અસહ્ય બની ગયો છે. મારાં ગાત્ર શિથિલ બની રહ્યાં છે....હું બોલી શકું એમ નથી કે આંખ ખોલી તને જોઈ શકું એમ નથી....મારા મનમાં મને સીતા....સીતા....' રાવણે આંખો બંધ કરી દીધી અને તે પલંગમાં ફસડાઈ પડયો. મંદોદરી રાવણની વ્યથા જાણતી હતી, પરંતુ કામની આવી વિટંબણામાં રાવણ ફસાશે, તેની કલ્પના તેને ન હતી. તે ચૂપચાપ ત્યાં ઉભી રહી.

રાવણ મંદોદરીનો હાથ પકડી, પાગલની જેમ બોલી ઉઠયો.

'તું મને જીવિત ઇચ્છે છે મંદોદરી ? તો તું માન મૂકીને વૈદેહી પાસે જા....એને સમજાવ....એ મને ચાહે.... મને તેનો ચિર-સહવાસ પ્રાપ્ત થાય....તું આટલું મારું કામ નહીં કરે ? તું મારા માટે આટલો ભોગ નહીં આપે ?'

મંદોદરી વિચારમાં પડી.

'દેવી, તું જાણે છે કે મેં ગુરુસાક્ષીએ નિયમ લીધો છે કે પરનારી...કે જે મને ચાહતી ન હોય, તેના પર હું કયારેય બળાત્કાર નહીં કરું....' બસ, આ નિયમ મારી આડે આવે છે....પણ હું એ નિયમનું પાલન કરીશ... હું વૈદેહી પર બલાત્કાર કરવા નથી માગતો.'

મંદોદરી કુલીન હતી. પતિની પીડાથી તે પીડાઇ રહી હતી. તેણે પતિ માટે વૈદેહીને સમજાવવાનું કાર્ય સ્વીકાર્યું અને ત્યાંથી સીધી જ દેવરમણ ઉદ્યાનમાં આવી.

મંદોદરીના ગયા પછી રાવણને કંઈક આશા દેખાણી. પરંતુ તેનું અંતઃકરણ સાક્ષી પુરતું ન હતું. તેનું અંતઃ-કરણ તો કહેતું હતું 'વૈદેહી નહી જ માને !' ખેર, મંદોદરી શું સમાચાર લઈ આવે છે, તેની રાહ જોતો તે વાસગૃહમાં આંટા મારવા લાગ્યો.

દેવરમણ ઉદ્યાનને રાવણે સ્વર્ગનું નંદનવન બનાવી દીધું હતું. અનેક સ્ત્રી-પરિચારિકાઓ સીતાની સેવામાં મૂકવામાં આવી હતી. ઉદ્યાનનાં દ્વારો પર સશસ્ત્ર સુભટો ગોઠવવામાં આવ્યા હતા. મંદોદરીનો રથ ઉદ્યાનના દ્વારે આવ્યો, દ્વારરક્ષકોએ મસ્તક નમાવી માન આપ્યું. પરિ-ચારિકાઓએ 'દેવી મંદોદરીનો જય હો' કહી અભિવાદન કર્યું. મંદોદરી રથમાંથી ઉતરી અશોકવૃક્ષની નીચે જયાં સીતાજીનો નિવાસ હતો, ત્યાં આવી. પરિચારિકાએ મંદો-દરીની ઓળખાણ કરાવી મંદોદરી જમીન પર સીતાની સન્મુખ બેઠી, અને ક્ષણભર વિસામો લઈ બોલી :

'વૈદેહી, હું એક પ્રાર્થના કરવા આવી છું.'

સીતાએ ઉત્તરમાં માત્ર મંદોદરી સામું જોયું.

'હું તારી દાસી બનવા તૈયાર છું. જો તું....મારી એક વાત માને તો...' સીતાએ કોઇ જવાબ ન આપ્યો.

'તું જાણે છે કે હું દશાનનની પટ્ટરાણી છું....હું મારૂં સ્વમાન ત્યજીને તને વિનવવા આવી છું....વૈદેહી, તું લંકાપતિનાહૃદયમાં વસી ગઈ છે.... તારા વિના દશાનન દીન-હીન બની ગયા છે....તારા ચરણે સર્વસ્વ અર્પણ

કરવા તૈયાર છે....તું તેમની વાત માની જા....ખરેખર તું ધન્ય છે... વિશ્વસેન્ય મારો સ્વામી તારાં ચરણોમાં આળોટવા અધીર બન્યો છે...અને તું તપસ્વી રામની આશા હવે ત્યજી દે....તપસ્વી રામ કરતાં ઘણું વધારે સુખ તને દશાનન આપશે...એ જંગલમાં રખડતા....'

બસ કર....' સીતાજીએ પોતાના બે હાથ કાન પર દઈ દીધા...તેનું મુખ રોષથી લાલ-લાલ થઈ ગયું, તેનો શ્વાસ જોસભેર ચાલવા લાગ્યો.

'ક્યાં શિયાળીયા જેવો તારો પતિ અને ક્યાં સિંહ જેવા શ્રી રામ! ક્યાં કાગડા જેવો તારા સ્વામી અને ક્યાં હંસ જેવા રામ....તું બસ કર. તમે દંપતિ....સરખે સરખી જોડી મળી છે. પરસ્ત્રી સાથે ક્રીડા કરવા ઉત્સુક તારા પતિની દૂતી થઈ તું આવી છે? જા, ચાલી જા અહીંથી. તારું મુખ જોવામાં પણ પાપ લાગે છે....તો પછી બોલાવવાની તો વાત જ ક્યાં? તું મારા દૃષ્ટિપથમાંથી દૂર થા'....

સીતાએ પોતાનું મુખ ફેરવી લીધું.

'મંદોદરી પાછી ન આવી, શું થયું હશે?' રાવણ અધીર બની ગયો. તે દેવરમણ ઉદ્યાનમાં આવી પહોંચ્યો. મંદોદરી અને સીતાનો વાર્તાલાપ સાંભળી તેની આશાઓ પર પાણી ફરી વળતાં દેખાણાં.

'તેણે સીતાને કહ્યું :

'સીતે! કોપ ન કર, મંદોદરી તારી દાસી છે! તું

લંકાની અને લંકાપતિ દશાનનના હૃદયની સામ્રાજ્ઞી છો. હું પણ તારાં ચરણોનો દાસ છું. દેવી જાનકી, મારા પર દયા કરો....આ માણસને તું દૃષ્ટિથી જો તો ખરી....તારા વિના હું કેટલો દુઃખી છું...તારી પ્રેમપૂર્ણ દૃષ્ટિનો હું અભિલાષી છું...તારા સુખદ સ્પર્શનો હું અધીર છું....'

રાવણ ઘુંટણો પર બેસી ગયો....મહાસતી સીતાએ પોતાનું મુખ ફેરવી સિંહણ જેવી ત્રાડ પાડી કહ્યું :

'રે દુષ્ટ, કૃતાંતકાળની ક્રૂર દૃષ્ટિ તારા પર પડી જ છે....જયારથી તેં રામપત્નીનું હરણ કર્યું છે ત્યારથી ભીષણ કાળના ઓળા તારી ચારેકોર પથરાઈ ગયા છે.... ધિક્કાર હો તારી આશાને... કાળસદૃશ શ્રીરામ અને લક્ષ્મણની સામે તું કેટલું જીવવાનો છો ?'

'વૈદેહી પ્રિયે, તું આવા વચન ન બોલ, હું તને ખૂબ ચાહું છું, બીજી મને કોઈ પરવા નથી, ભય નથી... બસ, તું મારા અંતઃપુરમાં આવી જા....મારા હૃદય પર તારું એકછત્રી સામ્રાજ્ય સ્થાપી દે....મારા માટે તે સ્વર્ગ બનશે, મારા માટે તે નંદનવન બનશે....'

સીતાજીએ કઠોર શબ્દોમાં રાવણને ધૂત્કારી કાઢ્યો. ...ાં રાવણ વાસનાના વંટોળમાં એવો અટવાઈ ગયો હતો કે તે રાગના પ્રલાપો કરતો જ રહ્યો 'કામાવસ્થા વલીયસી' કામપરવશતા ખરેખર બળવાન હોય છે.

સૂર્ય અસ્ત થયો.

રાવણ રાગ અને રોષથી આંધળો બન્યો.

પ્રાર્થના, કાલાવાલાં અને દીનતા કરવા છતાં સીતાએ તેનો અસ્વીકાર કર્યો ત્યારે રાવણ ક્રોધથી ધમધમી ઉઠયો.... તેણે સીતાને ભયભીત કરી વશ કરવાનો વિચાર કર્યો. રાવણ અનેક વિદ્યાઓનો જાણકાર હતો. ઘોર અંધકાર છવાઈ ગયો.

નિશાએ ભયાનક રૂપ ધારણ કર્યું. થોડી ક્ષણો પહેલાનું નંદનવન જેવું દેવરમણ ઉદ્યાન ભયંકર દાનવોનું ક્રીડાસ્થળ બની ગયું....પિશાચો નાચવા લાગ્યા. પ્રેત અને વેતાલો અટ્ટહાસ્ય કરવા લાગ્યા. ભૂતો દોડવાં લાગ્યાં. કાળા સર્પો અને ભીમકાય વાઘ-સિંહથી ઉદ્યાન ભરાવા માંડયું.

પરંતુ મહાસતી અસહાય ન હતાં,

તેમણે શ્રી 'નવકાર-મંત્ર'નું ધ્યાન લગાવ્યું.

કોઈ ભય નહી, થડકારો નહી, કોઈ દીનતા કે વિવશતા નહી!

રાવણે આખી રાત ઉપદ્રવો ચાલુ રાખ્યા....સીતાજીએ આખી રાત ધીરતાથી ને સ્વસ્થતાથી શ્રી નમસ્કાર મહામંત્રનું ધ્યાન ચાલુ રાખ્યું. રાવણનો દાવ નિષ્ફળ ગયો... પ્રભાત થયું.

રાવણે લીલા સંકેલી લીધી.

પરંતુ બીજી બાજુ રાવણની આ લીલાએ ઉદ્યાનની પરિચારિકાઓને ભયભીત કરી મૂકી. ઘણી પરિચારિકાઓની સીતાજી પ્રત્યે સહાનુભૂતિ હતી...રાવણે જ્યારે ઉપદ્રવોથી સીતાજીને ડરાવીને વશ કરવાનો પ્રયોગ આરંભ્યો ત્યારે

કેટલીક પરિચારિકાઓ ઉદ્યાનમાંથી ભાગી ગઈ હતી. એક પરિચારિકાએ વિચાર્યું : બિચારી અસહાય સીતા પર લંકાપતિ કેવો કાળો કેર વર્તાવે છે ? એના અંતઃપુરમાં સ્ત્રીઓનો કોઈ પાર નથી....છતાં આ પવિત્ર મહાસતીને કેવી ફસાવી છે....શું મહારાજા બિભીષણ આ વાત નહીં જાણતા હોય ? આ રાક્ષસકુલમાં એકમાત્ર બિભીષણ જ ન્યાયી અને પવિત્ર પુરુષ છે.... મારે તેમને સમાચાર આપવા જોઇએ.'

પરિચારિકા મહારાજા બિભીષણના રાજમહેલે પહોંચી. બિભીષણ મહેલની અટ્ટાલિકામાં ઊભા લંકાની રાત્રિશોભા જોતા હતા. પરિચારિકાને ગભરાયેલી અને દોડતી આવતી જોઈ બિભીષણ સ્વયં નીચે ઉતરી આવ્યા. પરિચારિકાએ પ્રણામ કર્યા....

'મહારાજા....' પરિચારિકાએ આસપાસ જોયુ, ભયભીત દૃષ્ટિથી. બિભીષણે કહ્યું :

'તું નિર્ભય છે, જે કહેવું હોય તે કહે.'

'મહારાજા, દેવરમણ ઉદ્યાનનો કાંડ આપનાથી પરિચિત હશે ?'

'નહીં, હું કંઈ જ જાણતો નથી.'

'મહારાજા દશાનન એક પવિત્ર સ્ત્રીનું અપહરણ કરી લાવ્યા છે....તેને વશ કરવા મહાદેવી મંદોદરી પણ આજે દિવસના છેલ્લા પ્રહરમાં આવેલાં....સ્ત્રી ઘણી જ દૃઢ અને નિર્ભય છે... મહારાજાની માગણીને એવા તો કઠોર શબ્દોમાં

ધૂત્કારી કાઢી કે....

'તું શું કહે છે ?' બિભીષણ સીતા–અપહરણથી માંડી આજદિન સુધી સાવ અણજાણ જ હતા. રાવણની અંગત બાબતોમાં એ માથું મારતા જ નહીં.

'એ સ્ત્રીનું નામ ?'

'એનું નામ છે વૈદેહી સીતા....'

'એના પતિનું નામ ?'

'એ સ્ત્રી બસ, આખો દિવસ શ્રી રામ....શ્રી રામ... કર્યા કરે છે....એટલે એના પતિનું નામ 'શ્રી રામ' હોવું જોઇએ. રાજન્, આજે સૂર્યાસ્ત થયા પછી તો દેવરમણ ઉદ્યાન ભૂત–પ્રેત અને પિશાચોની ક્રીડાભૂમિ બની ગઈ છે...એ સતી સ્ત્રીને ડરાવીને વશ કરવા મહારાજા દશાનને કાળો કેર વર્તાવ્યો છે....'

'સારૂં તું જા. હું હવે એ અંગે સુયોગ્ય કરીશ.'

પરિચારિકા ત્યાંથી સડસડાટ ચાલી ગઇ....ક્ષણભર બિભીષણ ત્યાંનો ત્યાં ઊભો રહી ગયો....

બિભીષણનું મન વિહ્વળ બની ગયું. રાક્ષસકુળમાં આવુ અપકૃત્ય આ પૂર્વે કોઇએ કર્યું ન હતું....આ કૃત્યથી બિભીષણને ઘણો ખેદ, ઉદ્વેગ અને ચિંતા થઇ. તેણે રૂબરૂમાં જ સીતાજીને મળવાનું નક્કી કર્યું. તેને ઊંઘ ન આવી. આખી રાત એણે વિચારોમાં વીતાવી.

પ્રભાત થયું.

બિભીષણ રથમાં બેસી દેવરમરણ ઉદ્યાનમાં આવી

પહોંચ્યો. દશમુખ રાવણ ત્યાં જ બેઠેલો હતો. બિભીષણ સીતાજી પાસે આવ્યો. અને એક બાજુ બેસી તેણે સીતાજીને પૂછ્યું :

'ભદ્રે, હું પરસ્ત્રીસહોદર બિભીષણ છું, તું મને કહે કે તું કોણ છે? ક્યાંથી આવી છો? તું કોની પત્ની છે? તારો પરિચય મને આપ.'

સીતાજીએ બિભીષણના લાગણીભર્યાં વચનો સાંભળ્યાં. તેમને લાગ્યું કે 'આ મધ્યસ્થ પુરૂષ છે.' તેમણે નીચી નજરે બિભીષણને કહ્યું :

'ભાઈ, હું મિથિલાના રાજા જનકની પુત્રી છું. ભામંડલની બહેન છું. શ્રી રામ મારા પતિ છે. મહારાજા દશરથની પુત્રવધુ છું. પતિ અને દેવર લક્ષ્મણની સાથે હું દંડકારણ્યમાં આવી હતી. મારા દેવર લક્ષ્મણ એક દિવસ ફરતા ફરતા દંડકારણ્યમાં એક વાંસની જાળ પાસે પહોચ્યા. તેમણે ત્યાં આકાશમાં લટકતાં ખડ્ગને જોયું. કુતૂહલથી તેમણે ખડ્ગને પોતાના હાથમાં લીધું, ખડ્ગને ઘુમાવી વાંસની જાળ પર ઘા કર્યો... એ વાંસની જાળમાં રહેલા કોઈ સાધકનું માથું કપાઈ ગયું....મારા દેવરને ખબર પડી....ખડ્ગ લોહીથી ખરડાઇ ગયું હતું, તેમણે વિચાર્યું : 'કોઇ નિરપરાધી મનુષ્ય મારા હાથે મરાયો....' તેમને ઘણું દુઃખ થયું. તેઓ પોતાના અગ્રજ પાસે આવ્યા ને બનેલી ઘટના કહી સંભળાવી. ત્યાં એ ખડ્ગ-સાધકની કોઈ ઉત્તર-સાધિકા સ્ત્રી મારા દેવરના પગલે પગલે રોષથી

ધમધમતી જ્યાં અમે હતાં ત્યાં આવી પહોંચી.

પરંતુ તે સ્ત્રીએ જ્યાં મારા પતિનું અદ્ભુતરૂપ જોયું, તે કામપરવશ થઈ ગઈ....તેનો રોષ જતો રહ્યો....તેણે મારા પતિ પાસે ભોગ–પ્રાર્થના કરી... મારા પતિએ તેની પ્રાર્થનાનો અનાદર કર્યો....તે રોષથી ચાલી ગઇ.... પરંતુ થોડા સમયમાં તો દંડકારણ્ય સુભટોથી ઉભરાવા લાગ્યું... મારા અજોડ પરાક્રમી દેવર એ રાક્ષસ સુભટો સામે યુદ્ધ કરવા ગયા....આ બાજુ આ દુષ્ટે....(રાવણ સામે આંગળી ચીંધી) કપટ કરી, મારી પાસે રહેલા મારા સ્વામીને દૂર કર્યા....અને મને વિમાનમાં નાખી અહીં લઈ આવ્યો... ખરેખર, એણે પોતાના વધ માટે.... વિનાશ માટે જ આ કૃત્ય કર્યું છે...'

બિભીષણની સામે સાવ સત્ય વિગતો આવી ગઈ. તેણે તત્કાલ નિર્ણય કર્યો કે 'આ કૃત્ય સારૂં નથી થયું.... આમાં રાવણનો જ દોષ છે.' બિભીષણે રાવણ સામે જોયું. બે હાથ જોડી, મસ્તક નમાવી રાવણને પ્રણામ કર્યા અને કહ્યું :

'સ્વામિન્, આપણા કુલને દૂષિત કરનારૂં આ કૃત્ય તમે કર્યું છે. મારી આપને નમ્ર પ્રાર્થના છે કે હજુ જ્યાં સુધી આપણો વિનાશ કરવા શ્રી રામ લક્ષ્મણ સાથે અહીં નથી આવ્યા, ત્યાં સુધીમાં સીતાને એમની પાસે મૂકી આવો....એજ હવે બગડેલી વાતને સુધારી લેવાનો માર્ગ છે.'

બિભીષણનાં હિતકારી વચનો સાંભળવાની રાવણની

તૈયારી જ ક્યાં હતી? ક્રોધથી તે રાતોપીળો થઈ ગયો.

'કાયર શું બોલે છે તું? મારા પરાક્રમને તું ભૂલી ગયો? મારી પ્રાર્થનાને માન્ય કરી સીતા મારી ભાર્યા બનશે. તે રામ-લક્ષ્મણ જો આવ્યા તો તેમનો વધ કરીશ. તારા જેવા ભીરુની સલાહ મારે નથી જોઈતી.'

'ભાઈ, તે જ્ઞાની પુરૂષનું વચન યાદ આવે છે? જરા યાદ કરો....ભાન ન ભૂલો...એ જ્ઞાની ભગવંતે કહ્યું હતું: 'રામપત્ની સીતાના કારણે રાક્ષસકુલનો ક્ષય થશે વિનાશ થશે....'વડિલ બંધુ! હું તમારા પ્રત્યે અનન્ય શ્રદ્ધા અને પ્રેમ ધરાવનારો બંધુ છું....તમે મારી વાત માનો...મેં દશરથનો વધ કર્યો હતો....એ જીવિત કેવી રીતે રહી ગયો? જ્ઞાનીના વચનને મિથ્યા કરવા હું અયોધ્યા ગયો હતો....યાદ છે, ત્યાં શયનગૃહમાં સૂતેલા દશરથનો વધ કરી હું લંકા આવ્યો....હું એમ માનીને નિશ્ચિંત હતો કે દશરથનો વધ થઈ ગયો....હવે રામ જન્મશે જ નહી....પરંતુ મારી ધારણા ખોટી પડી...દશરથને બદલે કોઈ બીજાનો જ વધ થઈ ગયો... દશરથ જીવિત રહ્યો.... મહારાજા, જે બનવાનું નિશ્ચિત હોય છે તે જ બને છે. તે અન્યથા થતું નથી. છતાં તમને પ્રાર્થના કરૂં છું કે આપણા કુલનો ક્ષય થતો અટકાવવા સીતાને તમે છોડી દો.'

રાવણે બિભીષણની વાત સાંભળી ન સાંભળી કરી. અવગણી નાખી...બિભીષણ જોતો રહ્યો ને રાવણ સીતાજીને

પુષ્પક વિમાનમાં ઉપાડીને નાંખ્યાં અને પુષ્પક વિમાનને વિશાળ લંકા ઉપર ઉડાડવા માંડયું.

'સીતે, જો આ મારી લંકા.'

રાવણે પુષ્પક વિમાનને થોડું નીચે લીધું અને સીતાજીને લંકાદર્શન કરાવી, પોતાના વૈભવ... વિભૂતિથી આંજી નાંખી, વશ કરવાનો પાસો નાંખવા માંડયો.

'પ્રિયે, જો આ ક્રીડાશૈલો છે... અહીં ક્રીડા કરવા માટે દેવો પણ લલચાય છે.... મારી સાથે આ ક્રીડાશૈલો ઉપર તું દેવોને દુર્લભ સુખ પામીશ.... અને આ પર્વતોમાંથી વહી જતાં ઝરણાં જોયાં.... એનાં મીઠા પાણી અમૃતને પણ ભૂલાવી દે છે. આ ઉદ્યાનોની દુનિયા જો! અહીં લંકાની પ્રજા જીવનની સફળતા સમજે છે. આ જે રત્નો મઢેલા અને રંગ-બેરંગી વેલોથી વીંટળાયેલાં મંડપો દેખાય છે તે રતિવેશ્મ છે.... અહીં યુવાન હૈયાં ભેટે છે; હે હંસગામિની! તું મારી પ્રાર્થના માની જા અને રતિવેશ્મના વૈભવ... વિલાસ અને માદકતાનો આસ્વાદ લે.'

કામાવેશના આ પ્રલાપોની અસર સીતાજી પર જરાય ન થઈ! રાવણ ઉન્મત્ત બનીને, કામાવેશની તીવ્રતા અનુભવતો સીતાજીને રીઝવવા લાખ લાખ ઉપાયો કરે છે. સીતાજી શ્રી રામચરણોનું સ્મરણ કરતી અપૂર્વ ધૈર્યને ધારણ કરતી જરાય વિચલિત થતી નથી.

લંકાનાં બધાં જ સુરમ્ય સ્થાનો બતાવીને રાવણે પુષ્પક વિમાનને દેવરમણ ઉદ્યાનમાં ઉતાર્યું, સીતાજીને

ત્યાં મૂકી રાવણ પોતાના મહેલમાં ગયો.

રાવણનું મન ખિન્ન થઈ ગયું. પરંતુ તે ધારતો હતો કે 'સીતાની હઠ ક્યાં સુધી ટકવાની છે? આજે નહીં તો કાલે....બે....ચાર દિવસ કે બે ચાર મહિના પછી પણ એને માને જ છૂટકો! હું એને મનાવી જ લઈશ. હું એની ખાતર મારું માન મેલી દેવા તૈયાર છું. એની ખાતર સર્વસ્વ ખોવા તૈયાર છું....'

રાવણને બીજું કંઈ સુઝતું નથી. ક્યાંથી સુઝે? પ્રબળ કામવાસનાથી ઘેરાયેલા પામર પ્રાણીને બીજું કંઈ જ ન સુઝે એ સ્વાભાવિક છે.

બિભીષણ રાવણના દુષ્ટકૃત્ય તરફ ધુંધવાઈ ગયો. તેના દેખતાં જ સીતાજીને પુષ્પક વિમાનમાં બેસાડી.... લંકાદર્શન માટે લઈ ગયો.... બિભીષણને આથી સખત આંચકો લાગ્યો. તે ઉદ્યાનમાંથી પોતાના મહેલે આવ્યો. એણે મનોમન નિર્ણય કર્યો 'મારે આ સતી સ્રીને બચાવી લેવી જોઇએ....એ માટે મારે તાત્કાલિક પ્રયત્નો આદરી દેવા જોઇએ. વડિલ બંધુને સલાહ આપવાનો કોઈ અર્થ નથી. એ એવી કામપરવશ સ્થિતિમાં મૂકાયેલા છે કે જે સ્થિતિમાં હિત-અહિત, ઉચિત-અનુચિતનો નિર્ણય કરી જ ન શકે, માટે અમાત્ય-વર્ગને બોલાવી, એ વર્ગને આ પરિસ્થિતિથી જ્ઞાત કરવો જોઇએ અને એમની સલાહ લેવી જોઇએ. પછી આગામી કાર્યક્રમ યોજવો જોઇએ.'

બિભીષણના ભવ્ય મહાલયમાં લંકાનું મંત્રીમંડળ એકત્ર થયું. બિભીષણ આવી રીતે મંત્રીમંડળને ભેગું કરતા ન હતા. વળી આ મંત્રણાને ગુપ્ત રાખવાના પણ પ્રબંધ થયેલા હતા. બિભીષણના મુખ પર છવાયેલી ગંભીરતા, ઉદાસીનતા અને ઝીણી વ્યથા મંત્રીઓ વાંચી શકતા હતા.

બિભીષણે કહ્યું :

'હે રાક્ષસકુલનું હિત ચાહનારા મંત્રીશ્વરો, આજે તમને એક મહત્ત્વપૂર્ણ પરિસ્થિતિથી જ્ઞાત કરવા બોલાવ્યા છે. તમે રાક્ષસકુલના ગૌરવવંત ઇતિહાસને જાણો છો. બનેલી ઘટના હું પછી કહીશ. એ પૂર્વે હું આપને પૂછું છું કે કામ, ક્રોધ, લોભ, મત્સર વગેરે અંતરંગ શત્રુઓ ભૂતની જેમ ભયંકર છે. એમાંનું એક પણ ભૂત કોઇ પ્રમાદીને વળગે તો શું કરે ?'

'વિનાશ !'

અંતરંગ શત્રુઓમાં એક કામવાસના પણ સર્વનાશ કરવા શક્તિમાન છે. તેમાંય પરનારીની અભિલાષા ? તમે કદાચ જાણતા હશો. મેં ગઇ કાલે જ જાણ્યું કે મહારાજા દશમુખ એક પરસ્ત્રીને અપહરણ કરી લાવ્યા છે... શ્રી રામની એ ધર્મપત્ની છે. મહાન સતી છે.

આ સ્ત્રીના નિમિત્તે સ્વર્ગસમાન લંકા સંકટના સાગરમાં ડૂબી જશે....લંકાનો અધિપતિ પરાક્રમી હોવા છતાં શ્રી રામ-લક્ષ્મણથી બચી શકશે નહીં.'

અમાત્યો વિચારમાં પડી ગયા. મહામાત્ય બોલ્યા :

'સ્વામિન્, આ વિષયમાં અમે શું સલાહ આપીએ ? આપ દીર્ઘદૃષ્ટા, ગંભીર અને લંકાનું હિત ચાહનાર છો. અમે તો નામના જ મંત્રી છીએ. આપ આ વિકટ પરિસ્થિતિમાંથી કોઈ માર્ગ કાઢો.'

'શું કરવું ? લંકાપતિ કામપરવશ છે, એમને કોઈ સલાહ આપવી, તે વ્યર્થ છે. મિથ્યાદૃષ્ટિને જિનેશ્વરનો ધર્મ જેમ નથી સમજાતો....ખેર, મને સમાચાર મળ્યા કે શ્રી રામની પાસે સુગ્રીવ, હનુમાન, વિરાધ વગેરે રાજાઓ ભેગા થયા છે. સીતાની શોધ થઈ રહી છે. ન્યાયી મહાત્માઓનો પક્ષ કોણ ન લે ? શ્રી રામ-લક્ષ્મણ સાચે જ મહાન્ છે. એક લક્ષ્મણે દંડકારણ્યમાં ખર વિદ્યાધરનો ચૌદ હજાર સુભટો સાથે ઘાત કર્યો ! ખરેખર, મને તો લાગે છે કે સીતાના નિમિત્તે રાક્ષસકુલનો સર્વનાશ થશે.'

'નહીં સ્વામિન્, આપ કોઈ ઉપાય કરો અને લંકાની રક્ષા માટે સુયોગ્ય પ્રબંધ કરો.

'તમારી વાત ઠીક છે, પરંતુ શસ્ત્ર, અસ્ત્ર, યંત્ર કે તંત્ર દ્વારા કરેલું રક્ષણ પવિત્રતા અને ચારીત્ર્યની આગળ ટકી શકતું નથી. શ્રી રામની પાસે પવિત્રતા છે. ન્યાય છે. ચારિત્ર્ય છે. એમની સતી સ્ત્રીનું મહાન સતીત્વ શ્રી રામનું અભેદ્ય કવચ છે. રાક્ષસ સુભટો એ દુર્ભેદ્ય કવચને ભેદી શકશે નહીં.'

'જે બનવાકાળ હશે તે તો બનવાનું જ છે રાજન્, પરંતુ મનુષ્યે પોતાના શકય પ્રયત્નો તો કરવા જ જોઈએ ને ? લંકાપતિને કોણ સમજાવવા સમર્થ છે ? જયાં આપ જેવા મહાત્મા પુરુષની હિતકારી વાત પણ તેમણે તિરસ્કારી કાઢી, તો પછી એમની ઈચ્છાવિરુદ્ધ સલાહ આપવાની નૈતિક હિંમત બીજા કોનામાં છે ?

પણ જો લંકાપતિ નહીં સમજે, પોતાની જીદ્ નહીં ત્યજે, તો લંકા સ્મશાનભૂમિ બનશે. આજનું નંદનવન કાલે ગીધડાંથી ચૂંથાતાં મડદાંઓથી ગંધાઈ ઉઠશે....'

બિભીષણે એક મોટો નિસાસો નાંખ્યો. મંત્રીવર્ગને નગરની સુરક્ષાના યોગ્ય આદેશો આપી બિભીષણ ચિન્તાના સાગરમાં ડૂબી ગયો.





## ૭૩ : : સીતાના સમાચાર મળ્યા

દિવસો પર દિવસો વીત્યા, સુગ્રીવ શ્રીરામને આપેલાં વચન ભૂલી, તારા-રાણીના સંગે રાગરંગમાં ડૂબ્યો... કિષ્કિન્ધિના ઉદ્યાનમાં શ્રી રામ અને લક્ષ્મણ સીતાજીના વિરહમાં, સીતાજીના કુશળસંવાદની પ્રતીક્ષામાં દુઃખપૂર્ણ દિવસો પસાર કરતા હતા. સુગ્રીવે સીતા-પરિશોધ કરવા માટે આપેલી હૈયાધારણ હવે અસહ્ય બનતી જતી હતી.

લક્ષ્મણજીએ કિષ્કિન્ધિના રાજમહેલને ધ્રુજાવી દીધો. લક્ષ્મણજીએ ત્રાડ પાડી અને સુગ્રીવના રંગરાગના રંગ પલવારમાં ઉડી ગયા. તે લક્ષ્મણજીના ચરણોમાં પડી ગયો.... પોતે આપેલા વચનનું સીતા-પરિશોધનું કાર્ય અવિલંબ શરૂ કરી દેવા ખાતરી આપી. શરમ ને લજ્જાથી ...ો પડતો સુગ્રીવ ઉદ્યાનમાં શ્રી રામ પાસે ગયો. ભક્તિથી ...ી રામને વંદના કરી.

સુગ્રીવે સૈન્યના નાયકોને બોલાવ્યા. સેનાનાયકોએ ...ણામ કરી સેવાકાર્યની પૃચ્છા કરી.

'મારા પરાક્રમી સેનાપતિઓ, એક મહાન્ કાર્ય આપણે શરૂ કરવાનું છે. અને એ કાર્ય પૂર્ણ કરીને જ વિરામ કરવાનો છે....સર્વત્ર....કોઈ પ્રકારની સ્ખલના વિના મૈથિલીના સમાચાર મેળવો. હું પણ મૈથિલીને શોધવા આજે જ પ્રયાણ કરૂં છું.'

ચારે દિશામાં હજારો વિદ્યાધર સુભટો મૈથિલીની શોધમાં નિકળી પડયા. દ્વીપો, નદીઓ, પહાડો અને નગરોમાં પ્રચ્છન્ન અને પ્રગટ શોધ ચાલુ થઈ.

સીતા-હરણના દુઃખદ સમાચાર કર્ણોપકર્ણ સાંભળી, ભામંડલ શ્રીરામને શોધતો શોધતો વાનરદ્વીપ પર આવી પહોંચ્યો. શ્રી રામને જોતાં જ ભામંડલ ધ્રુસકે ધ્રુસકે રડી પડયો. ભામંડલની સાથે આવેલું સૈન્ય ઉદાસીન બની ગયું. લક્ષ્મણજીએ ભામંડલને સાન્ત્વના આપી અને સીતાજીને મેળવીને જ જંપવાનો દઢ સંકલ્પ જાહેર કર્યો....ભામંડલ હજુ શાંત થાય ત્યાં વિરાધ પણ પાતાલ લંકાથી હજારો શૂરવીર સુભટો સાથે રામ-સેવામાં ઉપસ્થિત થયો.

સુગ્રીવે આગંતુક રાજાઓનો સત્કાર કર્યો અને તેમની સર્વ પ્રકારે સંભાળ લેવાનું કાર્ય વાલીપુત્ર ચંદ્રરશ્મિને સોંપ્યું. સુગ્રીવ સ્વયં સીતાપરિશોધમાં નીકળી પડયો.

જે માર્ગે રાવણ સીતાનું અપહરણ કરીને ભાગ્યો હતો, એજ માર્ગે સુગ્રીવ પોતાના આકાશયાનને હંકારતો આગળ વધી રહ્યો હતો. ત્યાં 'કમ્બૂદ્વીપ' આવી લાગ્યો. આકાશયાનને

દ્વીપના એક એકાંત ભાગમાં મૂકી વાનરેશ્વર કમ્બૂદ્વીપની ધરતી પર આગળ વધ્યો.

દૂર તેણે એક પુરુષને બેઠેલો જોયો. તે એકલો હતો. સુગ્રીવને આશ્ચર્ય થયું...તે ઝડપથી આગળ વધ્યો. નજીકમાં પહોંચીને જોયું...'ઓહો....આ તો રત્નજટી વિદ્યાધર!'

રત્નજટીને સુગ્રીવ ઓળખતો હતો. રત્નજટીનાં સત્કાર્યોએ વિદ્યાધર દુનિયામાં રત્નજટીને 'ઉચ્ચ આત્મા' તરીકે પ્રસિદ્ધ કર્યો હતો....પરોપકારનું તો તેને વ્યસન જ હતું. એ વ્યસનમાં રત્નજટી જરૂર પડે પોતાનું સર્વસ્વ હોડમાં મૂકી દેતો.

રત્નજટી મહાસતીને રાવણના ક્રૂર હાથમાંથી મુક્ત કરાવવા જતાં રાવણના હાથે પાંગળો....વિદ્યાહીન બની આ કંબૂદ્વીપ પર પડેલો હતો. તેણે સુગ્રીવને પોતાના તરફ આવતો જોયો. દુઃખ, આપત્તિ અને વેદનાઓમાં ઘેરાયેલા મનુષ્યને પ્રાયઃ જેવા વિચાર આવે છે, તેવા વિચાર રત્નજટીને આવી ગયા. તે વિચારે છે :

'શું દશમુખે મારા વધ માટે આ વાનરેશ્વરને મોકલ્યો હશે? મહાન ઓજસ્વી દશમુખે પૂર્વે મારી વિદ્યાઓ હરી લીધી. હવે આ હરીશ્વર સુગ્રીવ મારા પ્રાણ હરી લેશે, શું મારે મારા પ્રાણોથી પણ હાથ ધોવા પડશે? કોઈ ચિંતા નહી. એક સતીની રક્ષા કરવા જતાં આવતું મૃત્યુ પણ મારે મહોત્સવરૂપ છે....'

'અરે રત્નજટી, શું વિચાર-નિદ્રામાં પડ્યો છે ? તું અભ્યુત્થાન પણ કરતો નથી ? આકાશ-યાનમાં વિચરતો નથી ? આળસુ થઈને કેમ પડ્યો છે ?' સુગ્રીવે આવીને રત્નજટીને વિચારતંદ્રામાંથી જગાડ્યો. રત્નજટી ઉભો થઈ ગયો અને વાનરદ્વીપના અધિપતિને બે કર જોડી વંદના કરી. કંબૂદ્વીપના એ રણપ્રદેશમાં, કે જ્યાં રત્નજટી વિદ્યાધર વિદ્યાહીન થઈ તૂટી પડ્યો હતો; તે પ્રદેશના એક વિભાગમાં સુગ્રીવ અને રત્નજટી જઈને બેઠા. દુખીયારા રત્નજટીએ પોતાની અવદશા બતાવતાં કહ્યું :

'પરાક્રમી રાજન્, મારી વર્તમાન સ્થિતિ કેવી રીતે નિર્માઈ તે ખરેખર આપ જેવા શક્તિશાળી અને પવિત્ર પુરૂષે સાંભળવા જેવી છે. દિવસો પૂર્વે હું આકાશમાર્ગે જતો હતો, ત્યાં મારા કાને કોઈ સ્ત્રીના કારમા રૂદનનો અવાજ આવ્યો....મેં ચારેબાજુ જોયું....તો લંકાપતિનું પુષ્પક વિમાન તીવ્ર ગતિથી લંકાની દિશામાં ઉડી રહ્યું હતું....તે વખતે વિમાનમાંથી એક અવાજ આવતો હતો. હું લંકાના માર્ગ વચ્ચે જઈને ઉભો. અવાજ સ્પષ્ટ આવવા લાગ્યો.... 'હા રામ....હા વત્સ લક્ષ્મણ...હા ભાઈ ભામંડલ....' વિમાન આવી લાગ્યું....મેં મારૂં ખડ્ગ ખેંચી કાઢી દશમુખને પડકાર્યો....દેવી સીતાને બચાવવા મેં યુદ્ધ માટે દશમુખને આહ્વાન આપ્યું. પણ વિદ્યાપતિ દશમુખે મારી આકાશગામિની વિદ્યા જ હરી લીધી ! હું આ કંબૂદ્વીપ પર પટકાઈ પડ્યો....ને લંકાપતિ રામ-

પત્નીને લઈ લંકા તરફ ઉપડી ગયો....બસ, ત્યારનો હું આ કંબૂદ્વીપ પર પડયો છું, હવે આપ મારો ઉદ્ધાર કરો.'

સુગ્રીવ રત્નજટીને ભેટી પડયો.

'રત્નજટી, હું જેની શોધ કરવા આકાશપાતાળ એક કરી રહ્યો છું. એની શોધ તમે મને આપી! મારૂં કામ પાર પડી ગયું....ચાલો મારી સાથે, હું તમને શ્રી રામનાં ચરણોમાં લઈ જાઉં. તમારા સમાચારથી શ્રી રામ આનંદવિભોર થઈ જશે. ચાલો, હવે વિલંબ કર્યા વિના મારા આકાશયાનમાં બેસી જાઓ.'

× × ×

વાનરેશ્વરે અને રત્નજટીએ શ્રી રામના ચરણે વંદના કરી.

'કૃપાનિધિ; આપના આશીર્વાદથી દેવી મૈથિલીના સમાચાર મળી ગયા....'

'હેં!' શ્રી રામ પાષાણના આસનેથી ઉભા થઈ ગયા અને વાનરેશ્વરના બે હાથ પકડી લઈ પૂછ્યું :

'કહો કહો, જલ્દી કહો; મૈથિલી ક્યાં છે ? કોણ નરાધમ દેવીનું અપહરણ કરી ગયો ?'

'કૃપાવંત એ સઘળો વૃત્તાંત મિત્ર રત્નજટી આપશ્રીને નિવેદન કરશે....' રત્નજટી સામે દૃષ્ટિ કરી વાનરેશ્વર શ્રી રામનાં ચરણોમાં બેસી ગયા. રત્નજટીએ શ્રી રામને ચરણસ્પર્શ કરી સર્વ વૃત્તાંત નિવેદન કર્યો. લક્ષ્મણજીએ પણ રત્નજટીની વાત ખૂબ એકાગ્ર બની સાંભળી.

'વીર પુરુષ, તેં લંકાપતિ સાથે બાથ ભીડી મોટું

સાહસ કર્યું...હા, દેવી ખૂબ કલ્પાંત કરતી હતી?'

'મહાત્મા, દેવીનો કરૂણ કલ્પાંત વનનાં પશુ-પંખી-ઓને પણ ગમગીન બનવી દેતો હતો....મારાથી દેવીનું દુઃખ સહ્યું ન ગયું....મેં ખડ્ગ લઈ લંકાપતિ પર આક્રમણ કરી દીધું....ભલે મારા પ્રાણ જાય...'

'ધન્ય...રત્નજટી! તું સાહસિક દયાર્દ્ર અને પરોપકારી પુરુષ છે....ભલે એ દુષ્ટ રાવણે તારી વિદ્યા હરી લીધી...હું એની સર્વ વિદ્યાઓ હરી લઈ યમસદનમાં પહોંચાડી દઈશ...રત્નજટી! મૈથિલ વારંવાર મારું નામ લઈ પોકારતી હતી?'

'શું કહું કૃપાનાથ? દેવીની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં હતાં.... 'હા રામ....હા વત્સ લક્ષ્મણ....હા ભ્રાતા ભામંડલ....' બસ, આ સિવાય દેવીને કંઈજ યાદ જ ન હતું...નરાધમ રાવણના પથ્થર હૃદય પર એની કોઈ અસર ન હતી.'

શ્રી રામ રત્નજટીનો વૃત્તાંત સાંભળી શોક...ઉદ્વેગ, રોષ અને આનંદની મિશ્ર લાગણીઓથી ઉભરાઈ ગયા. વારંવાર સીતાનો વૃત્તાંત પૂછી પોતાના હૃદયને તૃપ્ત કરવા મથવા લાગ્યા. સુરસંગીત નગરના અધિપતિ રત્નજટીને પોતાના પાસે બેસાડી...વાત્સલ્ય અને હેતથી પંપાળવા લાગ્યા.

લક્ષ્મણજી, સુગ્રીવ, ભામંડલ, વિરાધ, નલ-નીલ વગેરે વીર પુરુષો રત્નજટીનો વૃત્તાંત સાંભળી, શ્રી રામના આદેશની

પ્રતીક્ષા કરવા લાગ્યા.

'સુગ્રીવરાજ !'

'આજ્ઞા પ્રદાન કરો.' વાનરેશ્વરે ઉભા થઈ મસ્તક નમાવી અંજલિ જોડી.

'અહીંથી લંકા કેટલી દૂર છે?'

'લંકા દૂર હો કે આસન્ન હો, તેથી શું ? વિશ્વવિજેતા રાવણ સમક્ષ આપણે સહુ તૃણસમાન છીએ.'

'પરાક્રમી રાજેશ્વરો, જય—પરાજયનો વિચાર કર્યા વિના, તમે માત્ર સાક્ષીરૂપ બની અમને માત્ર લંકા બતાવો; રાવણને બતાવો, એનું પરાક્રમ, વીરતા અને વિશ્વવિજેતાપણું તૂર્ત જાણવા મળશે. સૌમિત્રીનાં તીરો એની પરીક્ષા કરી લેશે.' શ્રી રામે સ્વસ્થતાપૂર્વક પ્રત્યુત્તર આપ્યો. શ્રી રામના વક્તવ્યનું અનુસંધાન કરતા લક્ષ્મણજી બોલ્યા :

'કોણ છે રંક રાવણ? શ્વાનની જેમ છલ કરીને જે મૈથિલીનું અપહરણ કરી ગયો, તેના પરાક્રમનાં તમે ગીત ગાઓ છો? એક ક્ષત્રિયના આચારધર્મને અનુસરી હું એનો શિરચ્છેદ કરીશ....તમે સહુ દ્રષ્ટા બનીને મારૂં યુદ્ધનાટક જોજો.'

શાંત ચિત્તે સર્વ વૃત્તાંત સાંભળી રહેલ વયોવૃદ્ધ જાંબવાન્ બોલ્યા :

'પૂજય પુરુષ, આપની વાત યથાર્થ છે... એમાં જરાય સંદેહ નથી....પરંતુ એક સત્ય વાત મારે કહેવી જોઇએ.

એક સમયે જ્ઞાનીપુરુષ અનન્તવીર્ય મુનિએ રાવણનું ભવિષ્ય પ્રકાશિત કરતાં કહ્યું હતું : 'જે મહાપુરુષ 'કોટિશિલા' પોતાના બાહુબળથી ઉપાડશે, તે રાવણનો વધ કરશે.' માટે મારી ઇચ્છા છે કે આર્યપુત્ર લક્ષ્મણને ત્યાં લઈ જવા અને તેઓ 'કોટિશિલા' ઉપાડે.'

'એવમસ્તુ.' લક્ષ્મણજીએ જાંબવાનની વાત સ્વીકારી લીધી.

આકાશયાન તૈયાર કરવામાં આવ્યું. લક્ષ્મણજી, ભામંડલ, જાંબવાન્, વિરાધ, નલ–નીલ વગેરે આકાશયાનમાં આરૂઢ થયા. યાન ઉપડયું. અલ્પ સમયમાં કોટિશિલા પાસે સહુ પહોંચી ગયા.

જામ્બવાને કહ્યું : આ 'કોટિશિલા' છે....આને લક્ષ્મણજી ઉપાડે એટલે આપણને રાવણવધની ખાતરી થઈ જાય.'

લક્ષ્મણજી આગળ વધ્યા. બે બાહુ લંબાવ્યા અને કોટિશિલા ઉચકાઇ ! એક લતાની જેમ લક્ષ્મણજીએ કોટિશિલાને ઊંચી કરી...દેવોએ દિવ્યધ્વનિ કર્યો, જાંબવાન્ વગેરે વીરોએ જયજયકાર કર્યો. સહુને પ્રતીતિ થઇ ગઈ કે 'લક્ષ્મણજીના હાથે રાવણનો વધ નિશ્ચિત છે.'

સહુ આકાશયાનમાં ગોઠવાયા; ખૂબ આશા, શ્રદ્ધા અને ઉમંગ સાથે કિષ્કિન્ધિ નગરના ઉદ્યાનમાં આવી પહોંચ્યા. કાર્યની સફળતાનો સંદેશ શ્રી રામને આપવામાં આવ્યો. શ્રી રામ લક્ષ્મણજીને ભેટી પડયા.

'વત્સ, હવે રાવણનો વધ નિશ્ચિત છે. યુદ્ધ વિના

મુક્તિ નહિં થાય.'

કૃપાનાથ, એ વાતમાં હવે જરાય સંદેહનને સ્થાન નથી; પરંતુ નીતિમાન પુરૂષોના કર્તવ્ય અનુસાર પ્રથમ આપણે દુશ્મન પાસે દૂત મોકલવો જોઈએ. દૂત દ્વારા આપણો સંદેશો દુશ્મનને મળે. જો એ સમજી જાય અને મૈથિલીને બહુમાનપૂર્વક સોંપી દે તો યુદ્ધની પણ આવશ્યકતા ઉભી ન થાય.' વાનરદ્વીપના વૃદ્ધ કૂટનીતિજ્ઞે પ્રસ્તાવ મૂકયો.

ભામંડલે કહ્યું 'અભિમાની રાવણ દૂતની વાત સાંભળી સન્મતિ પામે એ આશા વ્યર્થ છે.'

'એ પણ સત્ય છે, પરંતુ નીતિનું પાલન કરવું જોઇએ. દૂત દ્વારા પ્રશ્ન ઉકેલવાની તક ઉભી રાખવી જોઈએ. દૂત દ્વારા રાવણ નહી જ માને, એ વાત સ્વીકારીને જ દૂત મોકલવાનો છે!'

'લંકાના અધિપતિએ નીતિ જાળવી હોત તો આપણે નીતિ જાળવવાના નૈતિક બંધનમાં આવત; પણ જ્યારે એણે નીતિનો નાશ કર્યો છે, પછી આપણે શા માટે નીતિ પકડી રાખવી?'

'રાજેશ્વર, જેવી રીતે દુર્જન પોતાની દુર્જનતા ત્યજતો નથી, તેવી રીતે સજ્જને પોતાની સજ્જનતા ન છોડવી જોઇએ. આપણે નીતિ શા માટે છોડી દેવી? જો એને સમાચાર મળશે, કદાચ એને સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય તો યુદ્ધનો દાવાનળ અટકી જાય. ઘોર હિંસા થતી અટકી જાય.'

ભામંડલને વૃદ્ધ કૂટનીતિજ્ઞની વાત કંઈક ગમી.

પરંતુ હવે જ્યારે સીતાની ભાળ મળી છે ત્યારે આવા શિષ્ટાચારોમાં સમય વ્યતીત કરવો તે સીતાના હિતની વિરૂદ્ધ કાર્ય એને લાગ્યું. ભામંડલ સમજતો હતો કે લંકામાં સીતાની શુ સ્થિતિ સર્જાઈ હશે? હવે ક્ષણનો પણ વિલંબ કર્યા વિના સીતા–મુક્તિ માટે જ સીધો પ્રયત્ન કરવા તેણે શ્રી રામને નિવેદન કર્યું.

'હે પરાક્રમી, દૂત મોકલવાનો શિષ્ટાચાર પાળવો હોય તો ભલે પાળો, પરંતુ આવી બધી વિધિઓ આ પ્રસંગે મને મૈથિલીના હિતમાં લાગતી નથી. હવે એક–એક ક્ષણનો વિલંબ મને અનુચિત લાગે છે.' ભામંડલે શ્રી રામને સ્પષ્ટ ભાષામાં પોતાનું મંતવ્ય કહી દીધું. સુગ્રીવે ભામંડલના ખભે હાથ દઈ કહ્યું :

'રાજન્, તમારી વાત યથાર્થ છે. હું પણ સીતા–મુક્તિમાં જરાય વિલંબ ઇચ્છતો નથી. એટલે સર્વ પ્રથમ આપણે એવા જ વીર પુરુષને મોકલીએ કે જે લંકાના ધર્માત્મા બિભીષણને મળે. રાક્ષસકુલમાં એ જ એક નીતિમાન્ પુરુષ છે. એ સીતા–મુક્તિ માટે રાવણને સમજાવશે અને જો રાવણ વાત નહીં માને તો એ અવશ્ય શ્રી રામના ચરણોમાં આવી જશે. એટલું જ નહિ, આપણે એવા વીર પુરુષને લંકામાં મોકલીએ કે જે રાવણને ચમત્કાર પણ બતાવી દે....અને સીતાજીને પણ લઈ આવે! હા, સીતાજી માની જાય તો.' ભામંડલે સુગ્રીવની વાત સ્વીકારી.

તો હું જ લંકા જાઉં...' ભામંડલે પ્રસ્તાવ મૂક્યો.

'લંકામાં આપનું કામ નહીં. લંકામાં પ્રવેશ કરવો એ પણ એક મોટું સાહસ છે....એ કાર્ય અનુભવીનું છે. આ કાર્ય માટે મારી દૃષ્ટિ વીર હનુમાન પર ઠરે છે. હનુમાનજીને રાવણનો પરિચય છે. લંકાની પ્રવેશ–રીત પણ એ જાણે છે.'

સુગ્રીવે 'શ્રીભૂતિ'ને બોલાવી હનુપુર જવા આજ્ઞા કરી. શ્રીભૂતિ આકાશ–યાનમાં બેસી હનુપુર તરફ ઉપડી ગયા.

શ્રીભૂતિએ હનુપુર પહોંચી હનુમાનજીને સુગ્રીવનો સંદેશ આપ્યો અને મૌખિક સમાચાર પણ આપ્યા. તુર્ત જ હનુમાનજી તૈયાર થઈ ગયા. શ્રીભૂતિની સાથે આકાશયાનમાં બેસી કિષ્કિન્ધિના ઉદ્યાનમાં આવી પહોંચ્યા. હનુમાનજીએ શ્રી રામના ચરણોમાં વંદના કરી; સુગ્રીવે હનુમાનને પોતાના આસન પર બેસાડી, શ્રીરામને હનુમાનજીનો પરિચય આપ્યો.

'કૃપાવંત, આ જ પવનંજયપુત્ર હનુમાન. હનુમાનજીનો વિનય અને વીરતા, હનુમાનજીનો ન્યાય અને નીતિ....ખરેખર અદ્ભૂત અને અપૂર્વ છે. આપણા એ પરમ મિત્ર છે. સર્વ વિદ્યાધરોમાં કોઈ હનુમાનની તુલના કરી શકે એમ નથી, માટે હે આર્યપુત્ર, સીતાના સુખ–સમાચાર લાવવા માટે આપ હનુમાનજીને આજ્ઞા પ્રદાન કરો. એમને સોંપેલા કાર્યમાં હમેશાં સફળતા જ મળે છે.'

શ્રીરામ હનુમાનજીના તેજસ્વી મુખને નિહાળી રહ્યા. હનુમાનજીની સુદૃઢ કાયા અને અંગઅંગમાંથી નીતરતા શૌર્ય–પરાક્રમને જોઇ રહ્યા. શ્રી રામના હૃદયમાં નવયુવાન

હનુમાન તરફ સ્નેહ પ્રગટયો. લક્ષ્મણજી પણ હનુમાનને એકટસે જોઈ રહ્યા હતા. સુગ્રીવે આપેલો પરિચય તેમને અધુરો લાગ્યો. 'આ કોઈ અદ્વિતીય પુરુષ છે....વીરતાની સાક્ષાત્ મૂર્તિ છે... વિનય અને કર્તવ્યપાલનની દઢતા આનામાં છલોછલ ભરેલી છે.'

હનુમાનજી બોલ્યા :

'દશરથનંદન, કપીશ્વર સુગ્રીવ સ્નેહથી આ પ્રમાણે મારી પ્રશંસા કરે છે. મારા જેવા તો અનેક વીર સુભટો વાનર-દ્વીપ પર અસ્તિત્વ ધરાવે છે. ગર્વ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, નીલ, નલ, અંગદ, જાંબવાન્ વગેરે વીરોની કીર્તિ વિદ્યાધર દુનિયામાં ફેલાયેલી છે. બીજા પણ અનેક કપિવીરો છે....હું પણ તેઓમાંનો જ એક છું. આપ-શ્રીના કાર્યની સિદ્ધિ માટે અમે સહુ તત્પર છીએ.

આપ આજ્ઞા કરો, રાક્ષસ-દ્વીપ સહિત લંકાને અહીં ઉપાડી લાવું ? ભાઈઓ સહિત દશમુખને બાંધી લાવું ? અથવા સહકુટુંબ દશમુખનો ત્યાં જ વધ કરી, દેવી જાનકીને કુશળતાપૂર્વક અહીં લઈ આવું ? આપની આજ્ઞા અનુસાર કાર્યસિદ્ધ અવશ્ય થશે.'

'વીર પુરૂષ, આ બધી વાત તમારામાં સંભવે છે. તમારા માટે કંઈ અશકય નથી. કોઈપણ ઉપદ્રવ વિના જાનકીને તમે અહીં લઈ આવી શકો તેમ છો, પરંતુ અત્યારે તેમ કરવાની જરૂર નથી. તમે જાઓ, અને લંકામાં સીતાની શોધ કરો. સીતાને કયાં રાખવામાં આવી છે ? સીતા કેવી પરિસ્થિતિમાં રહેલી છે ? હા, આ મારી વીંટી તમે જાનકીને આપજો, એથી એને વિશ્વાસ થશે કે તમે

મારા તરફથી જ લંકામાં ગયેલા છો, વળી અહીં આવતાં સીતાના મસ્તકનો મુગટ લેતા આવશો.'

'હનુમાન, દેવીને મારો સંદેશો કહેજો; રામ તારા વિયોગથી અતિ દુઃખી છે....તારા વિયોગની અસહ્ય પીડાનો ભાર સહવા હવે હૃદય શક્તિમાન નથી....જીવન શુષ્ક....નિષ્પ્રાણ બની ગયું છે....બસ, દિવસ ને રાત તારા ધ્યાનમાં રામ સમય વીતાવે છે...પ્રિય હનુમાન! તમે કહેજો કે અમાસની અંધારી રાત જેવું રામનું જીવન બની ગયું છે. આનંદ, ખૂશી અને પ્રસન્નતા નાશ પામી ગયાં છે.... અયોધ્યાનો ત્યાગ કરતા....વનનાં કષ્ટ સહતાં એવું કંઈ ન હતું. તારા માથે કેવી આપત્તિ આવી પડી ? કપટી રાવણ તને ઉપાડી ગયો... તું કેટલું રડી છે ? રત્નજટીએ તારા કરૂણ કલ્પાંતનો વૃત્તાંત કહ્યો, એ સાંભળીને હૈયું ધ્રુજી ગયું....દેવી, હવે વિલંબ નહી થાય. અનુજ લક્ષ્મણ લંકાના મેદાન પર જ એ દુષ્ટ રાવણનો વધ કરશે... તે તું નજરે જોઇશ.... હવે તારા દુઃખના દિવસો વધું નથી. તું ચિન્તા ન કરીશ. રામ અને લક્ષ્મણ અલ્પ દિવસોમાં જ લંકાના કિલ્લાને નષ્ટભ્રષ્ટ કરી તને બંધનમુક્ત કરશે.'

શ્રી રામ હનુમાનને ભેટી પડયા. હનુમાનજી શ્રી રામનાં ચરણોમાં નમી પડયા.

'નાથ, આપનો સંદેશ દેવીને પહોંચી જશે. હું આપની આજ્ઞાનું પાલન કરી પાછો ન આવું ત્યાં સુધી આપ અહીં જ સ્થિરતા કરવા કૃપા કરશોજી.'

હનુમાનજીનું વિમાન આકાશમાર્ગે લંકાની દિશામાં ઉપડ્યું. વૈતાઢય પર્વતનાં અનેક નગરો પર થઈને વિમાન આગળ વધી રહ્યું હતું. હનુમાનજી પ્રકૃતિના સર્જનને નિહાળતા અનેક વિચારો....યોજનાઓ અને સફળતાની કેડીઓ ઘડતા હતા.

'આ મહેન્દ્રપુર છે!' વિમાનવાહકે હનુમાનજીને વિરાટ નિદ્રામાંથી જગાડ્યા.

'મહેન્દ્રપુર ? મારું મોસાળ.'

'વિમાન નીચે ઉતારો.' મહેન્દ્રપુરના બહિર્ભાગમાં વિમાન ઉતારવામાં આવ્યું.

'આ એજ મહેન્દ્રપુર છે....જ્યાંથી એક દિવસ મારી જનેતાને રોતી-કકળતી કાઢી મૂકવામાં આવી હતી....રાજા મહેન્દ્રને મારી માતાનું મુખ પણ જોવામાં પાપ લાગી જતું હતું....કેવા ક્રૂર....અધમ અને ...' હનુમાનજીનું મુખ રોષથી ધમધમી ઉઠ્યું....ક્રોધાવેશથી કંપી ઉઠ્યા....'મારી નિરાપરાધી મહાસતી માતાને દુઃખ-ત્રાસ-આપનારા મહેન્દ્રને

અને એના પુત્ર પ્રસન્નકીર્તિને આજે મળીને જ આગળ વધું !'

હનુમાનજીએ યુદ્ધની નોબતો બજાવી. યુદ્ધનાં નગારાં ધણધણી ઉઠયાં....મહેન્દ્રપુરની પ્રજા....સંરક્ષકો... સૈનિકો અને રાજા સહુ ભય, આશ્ચર્ય અને રોષથી દોડાદોડ કરવા લાગ્યા.

બ્રહ્માંડમાં જાણે વિસ્ફોટ થયો....ધરા ધ્રુજી ઉઠી.

રાજા મહેન્દ્રે સૈન્યને સજ્જ થવા આદેશ કર્યો. પ્રસન્નકીર્તિ રથારુઢ થઈ નગરની બહાર દોડી આવ્યો....

મહેન્દ્રનગરનું પાદર યુદ્ધક્ષેત્ર બની ગયું. હનુમાનજીએ પ્રસન્નકીર્તિને તિરસ્કારથી ઉશ્કેર્યો. બંને વીરો સામસામા આવી ગયા. શસ્ત્રો અને અસ્ત્રોના પ્રહારો થવા લાગ્યા.

ખરેખરું યુદ્ધ જામી ગયું ! હનુમાનજીને ખેદ થયો. 'આ મેં શું આદર્યું ? શા માટે નિકળ્યો છું, ને વચ્ચે શું કરી બેઠો ? હવે આરંભેલા કાર્યને પૂર્ણ કરીને જ જંપવું જોઇએ.'

એક ક્ષણ....

એક પ્રહર....

પ્રસન્નકીર્તિનો રથ તૂટી પડયો, સારથિ મરાયો.... શસ્ત્રો છેદાઈ ગયાં. હનુમાનજી ધસ્યા....પ્રસન્નકીર્તિને પકડી લીધો. રાજા મહેન્દ્રનો વૃદ્ધ દેહ પુત્ર–પરાજયથી કંપી ઉઠયો.

વૃધ્ધ મહેન્દ્રે શસ્ત્રો લીધાં અને અંજના-પુત્રની સામે રણે ચડયા. હનુમાનજીએ 'દાદા' સાથે યુધ્ધ કરવાનું માંડી વાળ્યું ! બુધ્ધિકૌશલ્યથી શસ્ત્રસહિત મહેન્દ્ર રાજાને પકડી લીધા.

યુદ્ધ પૂર્ણ થયું. પરાજીત મહેન્દ્ર અને પ્રસન્નકીર્તિ મહેન્દ્રપુરીની રાજસભામાં નતમસ્તક બનીને ઉભા.

હનુમાનજી ઊભા થયા.

મહેન્દ્રને નતમસ્તક બની, બે કર જોડી હનુમાનજીએ વંદના કરી કહ્યું :

'રાજન્, તમે મને ઓળખ્યો નથી. હું તમારો દોહિત્ર અંજના-પુત્ર હનુમાન છું. શ્રીરામની આજ્ઞાથી હું લંકા જાઉં છું. લંકાપતિ મહાસતી સીતાનું અપહરણ કરી ગયો છે. મારે મહાસતીની શોધ કરી, સુખશાતા પૂછી, રાવણને સમજાવી....સીતાજીને બંધનમુક્ત કરવાનું કાર્ય કરવાનું છે.

લંકા જતાં વચ્ચે તમારૂં આ નગર આવ્યું....ત્યાં મારી માતાને તમે કરેલો અન્યાય....યાદ આવી ગયો.... અંગે અંગમાં રોષ ભભૂકયો અને યુધ્ધ કરી બેઠો....

આપ મારો અપરાધ ક્ષમા કરો. હું હવે શ્રી રામના કાર્ય માટે જઈશ અને તમે શ્રી રામ પાસે કિષ્કિન્ધિ નગરમાં પહોંચી જાઓ.'

રાજા મહેન્દ્ર હનુમાનજીની વાત સાંભળી ગદ્‌ગદ્ થઈ ગયા. તેઓ હનુમાનજીને ભેટી પડયા....

'પુત્ર, પહેલાં અનેક મનુષ્યનાં મુખે તને સાંભળ્યો છે. તારા પરાક્રમની કીર્તિ સાંભળીને જ રાજી થતો હતો, આજે હે વીર, તને પ્રત્યક્ષ જોયો! ખરેખર લોકો તારી પ્રશંસા કરતાં થાકતા નથી, તે સાચું જ છે....યથાર્થ છે. એમાં જરાયે

અતિશયોક્તિ નથી.

બેટા, તું શ્રી રામના મહત્વપૂર્ણ કામે જઈ રહ્યો છે. તું જા. 'પન્થાનઃ સન્તુ તે શિવાઃ' તારા કાર્યને પૂર્ણ કરી તું જલ્દી શ્રી રામ-ચરણમાં આવી પહોંચજે. હું સૈન્ય સહિત તે પૂજ્યનાં ચરણમાં જાઉં છું.'

રાજા મહેન્દ્ર કિષ્કિન્ધિના માર્ગે વળ્યા.

હનુમાનજી આકાશમાર્ગે આગળ વધ્યા.

+ + +

દધિમુખ દ્વીપ....

આગના ભડકાઓથી ભરખાયેલો દ્વીપ....હનુમાનજીએ વિમાનમાંથી જોયો.

ભડકે બળતા દ્વીપની મધ્યમાં હનુમાનજીએ એક દૃશ્ય જોયું અને તેમનું કાળજું કંપી ઉઠ્યું.

બે મહામુનિ કાઉસ્સગ્ગ ધ્યાને ઉભા હતા. તેમની સામે ત્રણ કુમારિકાઓ ધ્યાનસ્થ બેઠેલી હતી...તેમની ચારેકોર આગ હતી.

એક ક્ષણનો ય વિલંબ કર્યા વિના હનુમાનજીએ વિદ્યા-શકિતથી સમુદ્રજલ લાવી દધિમુખ દ્વીપ પર વરસાવ્યું. જાણે ઘનઘોર વાદળો વરસી પડયાં....જોતજોતામાં આગ બુઝાઈ ગઈ. હનુમાનજીનું કરુણાભર્યું હૃદય પ્રસન્ન થયું.

'પરદુઃખવિનાશિની કરુણા' કરુણામાંથી પરદુઃખનો વિનાશ કરવાનું કાર્ય થાય....એ કાર્ય સફળ થાય એટલે કરુણા-વંતને પ્રસન્નતા થાય.

નિષ્ઠુર મનુષ્ય બીજાનું દુઃખ જોઈ, બીજાને દુઃખ આપી પ્રસન્ન થાય. કરુણાવંત બીજાનું દુઃખ દૂર કરીને પ્રસન્ન થાય છે.

ત્રણ કુમારિકાઓને વિદ્યા સિદ્ધ થઈ. મહામુનિઓને ત્રણ પ્રદક્ષિણા દઈ, શ્રી હનુમાનજીને કહ્યું :

હે પરમાર્હત! તમે ઉપસર્ગથી મહામુનિઓની રક્ષા કરી અને અમને પણ આગથી બચાવી લીધાં.... તમારી સહાયથી, જરાય કાલક્ષેપ વિના વિદ્યાઓ સિધ્ધ થઈ. તમે સાચે જ પરોપકારી છો.'

'તમે કોણ છો?' હનુમાનજીએ પૂછ્યું.

'હે મહાપુરુષ, અમારો પરિચય સાંભળો.'

'આ દધિમુખ નગરના રાજા છે ગંધર્વરાજ. તેમની પટ્ટરાણી છે કુસુમમાલા. અમે એમની કન્યાઓ છીએ. અમે યૌવનમાં આવી, અનેક વિદ્યાધર કુમારોએ પિતાજી પાસે અમારી માંગણી કરી.

તેમાં એક વિદ્યાધર.

તેનું નામ અંગારક!

ખરેખર અગારો જ! અમારા માટે તેણે ખૂબ ધમપછાડા કર્યા. ઉન્માદી બની ગયો.... પરંતુ પિતાજીએ એને ધૂત્કારી કાઢયો.... બીજા પણ વિદ્યાધરોની માંગણી ન સ્વીકારી. એક વખતે, કોઇ હિતકારી મહામુનિ અમારા નગરમાં પધાર્યા. પિતાજીએ ભાવભકિત કરી પૂછ્યું : 'મારી પુત્રીઓનો ભર્તાર કોણ થશે?'

મુનિ જ્ઞાની હતા. ભૂત-ભાવિ-વર્તમાનને જાણી શકતા.

તેમણે કહ્યું : જે વ્યક્તિ 'સાહસગતિ' વિદ્યાધરનો વધ કરશે, તે તારી કન્યાઓનો પતિ થશે.'

પિતાજીએ સાહસગતિનો વધ કરનાર પરાક્રમી પુરુષનું અન્વેષણ કરાવ્યું, પરંતુ કંઈ જ સમાચાર ન મળ્યા. હવે વિદ્યાશક્તિ વિના તેની ભાળ મળે એમ ન લાગવાથી અમે જ વિદ્યાસિદ્ધિ માટે નિર્ધાર કર્યો અને આ મહામુનિ ભગવંતોની સામે જ વિદ્યાસિદ્ધિ કરવા બેસી ગઈ!

પેલા અંગારક વિદ્યાધરે જાણ્યું કે અમે વિદ્યાસિદ્ધિ માટે બેઠેલી છીએ....તેણે અમારા કાર્યમાં વિઘ્ન નાખવા માટે દાવાનલ પેટાવ્યો! હે નિષ્કારણ બંધુ! તમે એની ધારણા ધૂળ ભેગી કરી દીધી....દાવાનલ તમે બુઝવી નાંખ્યો. છ મહિને સિદ્ધ થનારી એ 'મનોગામિની વિદ્યા' અમને ક્ષણવારમાં સિદ્ધ થઈ!'

ત્રણે કન્યાઓ હનુમાનજીને પુનઃ નમન કરી ઉભી રહી.

'સાહસગતિનો વધ કરનાર મારા સ્વામી શ્રી રામ છે! હું તેમના જ કામે લંકા જઈ રહ્યો છું. રામપત્ની સતી સીતા, કે જેનું રાવણ અપહરણ કરી ગયો છે, હું તેમની ભાળ કાઢવા જાઉં છું....જો સદ્બુદ્ધિ જાગશે અને સીતાને પાછી સોંપી દેશે તો સારું છે, નહીંતર શ્રી રામ અને તેમના અનુજ શ્રી લક્ષ્મણ કરોડો વિદ્યાધરોનું સૈન્ય લઈ લંકા પર આક્રમણ કરશે, લંકા અને રાવણનો સર્વનાશ થશે. સીતાજીની મુક્તિ માટે જે કંઈ કરવું પડશે તે કરીને સીતાજીને મુક્ત કરીશું.'

ધન્ય વીરપુરૂષ! અમે જેમના માટે તલસીએ છીએ, એજ મહાપુરૂષ શ્રી રામના આપ અંગત અને વિશ્વાસપાત્ર સુભટ છો, એ જાણીને અમારા આનંદની અવધિ નથી.... હવે અમારી એક વિનંતિ છે : આપ નગરમાં પધારો. અમારા પિતા ગંધર્વરાજ આપનું સ્વાગત કરી, તેમની પુત્રીઓને પ્રાણદાન, વિદ્યા-દાન કરનાર પરોપકારી પુરૂષનું આતિથ્ય કરી પ્રસન્ન થશે....'

'તમારી વિનંતિ યોગ્ય છે, પણ મારા કાર્યમાં વિલંબ થાય, તે....'

'અમે જરાય આપના કાર્યમાં વિલંબ નહીં થવા દઈએ....હવે જે કાર્ય માટે આપ નિકળ્યા છો, તે કાર્ય અમારૂં પણ છે ને! શ્રીરામનું કામ તે અમારૂં કામ!'

ત્રણે કન્યાઓ સાથે હનુમાનજી દધિમુખ નગરીમાં ગયા. રાજા ગંધર્વરાજે ત્રણ કન્યાઓને કોઈ અજાણ્યા પુરૂષ સાથે આવતી જોઇ....તે વિચારમાં પડી ગયા....પણ ત્યાં જ કન્યાઓએ આવી પિતાચરણે વંદના કરી, હનુમાનજીની ઓળખાણ આપી....ગંધર્વરાજ હનુમાનજીને ભેટી પડયા. અતિથિ-સત્કાર કરી ગંધર્વરાજે કહ્યું :

'હે અંજનાપુત્ર, તમે લંકા પધારો, અમે સૈન્ય સાથે શ્રી રામની સેવામાં જઇએ છીએ.'

+ + +

હનુમાનજીએ લંકાની વાટ પકડી.

'આ લંકા આવી....' આકાશયાનના સંચાલકે આનંદ

વ્યક્ત કર્યો.

આપણા આકાશયાનને લંકાની બહાર ગુપ્ત સ્થાનમાં ઉતારો.'

હનુમાનજીએ લંકા જોયેલી હતી. લંકાનાં પ્રવેશદ્વારો, લંકાની સંરક્ષણ-વ્યવસ્થા, સૈન્યનાં ગુપ્ત સ્થાનો....વગેરેનું હનુમાનજીને સચોટ જ્ઞાન હતું પરંતુ બિભીષણે મંત્રીવર્ગ સાથે સીતાજી અંગે ચર્ચા-વિચારણા કર્યા પછી લંકાની સુરક્ષાનો સુદૃઢ પ્રબંધ કર્યો હતો. લંકાની ચારે બાજુ 'આશાલિકા' વિદ્યા સુરક્ષા કરી રહી હતી.

આશાલિકા વિદ્યા !

કરાલ કાળની ઘોર નિશા !

ભલભલા ચમરબંધીઓના પણ પાણી ઉતારી નાંખે. હનુમાનજીએ 'આશાલિકા'ને જોઈ. તેમણે ગદા હાથમાં લીધી; પ્રવેશદ્વાર તરફ આગળ વધ્યા.

'ઊભો રહે કપિ !' આશાલિકાએ ગર્જના કરી અને વિકરાળ રૂપ કરી, આખા ને આખા હનુમાનને ગળી જવા તે હનુમાનજીની આગળ આવી.

વિદ્યાશક્તિમાં આ ચમત્કાર સર્જવાની શક્તિ હોય છે. દુનિયાને હેરત પમાડી દે તેવું મહાવિજ્ઞાન તેમની પાસે હોય છે....આવી દિવ્ય શક્તિઓ આત્મામાં અનંત ભરી પડી છે. એને પ્રગટ કરવાની કળા જોઇએ !

હનુમાનજી તૈયાર જ હતા. મુખ પહોળું કરીને ધસી

આવેલી આશાલિકાના મુખમાં હનુમાનજીએ ઝડપથી પ્રવેશ કરી દીધો! આશાલિકા ખૂશ થઈ ગઈ....પણ તેની ખૂશી લાંબી ટકી નહીં. હનુમાનજીના ગદા પ્રહારોએ તેની શકિતને હણી નાખી. શકિતનો નાશ કરી હનુમાનજીએ આશાલિકાને ચીરી નાંખી....ગદા સાથે હનુમાનજી બહાર નિકળ્યા. બસ, હવે તેમનો માર્ગ સરળ હતો. આશાલિકાએ બનાવેલા કિલ્લાને તેમણે વિદ્યાશક્તિથી તોડી નાંખ્યો....માટીના અપણીયાની જેમ કિલ્લો તૂટી પડયો....કિલ્લાનો રક્ષક રાક્ષસસુભટ વજ્રમુખ દોડી આવ્યો....તીક્ષ્ણ ખડ્ગ સાથે તેણે હનુમાનજી પર હુમલો કરી દીધો.

યુદ્ધકુશળ હનુમાનજીએ આવા ખડ્ગના હુમલાઓ ઘણાય મારી હટાવેલા હતા. તેમણે વજ્રમુખના ખડ્ગવાળા હાથને પોતાના એક હાથે પકડી રાખ્યો અને બીજા હાથે ગદાનો એક ફટકો મારી વજ્રમુખના માથાને વધેરી નાંખ્યું.

કાર્યસિદ્ધિ માટે કૃતસંકલ્પ મનુષ્ય કાર્યસિદ્ધિના માર્ગમાં આવતાં વિઘ્નોને જોશ અને ઝડપથી વિખેરી નાંખી આગળ વધતો જાય છે....તે અકળાતો નથી. બેસી જતો નથી.

વજ્રમુખ હણાયો....

વજ્રમુખની વીર પુત્રી લંકાસુંદરી.

લંકામાં જેમ લંકાસુંદરીના રૂપની બોલબાલા હતી તેમ તેના વિદ્યાબળની પણ મુક્તકંઠે પ્રશંસા થતી હતી. લંકાસુંદરીને 'પોતાની' કરી લેવા અનેક રાક્ષસસુભટો અને કૂટનીતિજ્ઞો તલસતા હતા, પરંતુ હજુ સુધી કોઈ લંકાસુંદરીને પ્રાપ્ત

કરી શક્યા ન હતા.

સંસારમાં મનુષ્ય જે ચાહે તે મેળવી શકે ખરા ? છતાં ચાહેલી વ્યક્તિ કે વસ્તુ ન મળતાં મનુષ્ય પોતાની જાતને દુઃખી માને છે!

લંકાસુંદરી પિતૃવધના સમાચાર મળતાં શોકથી વ્યાકુળ બની ગઈ....'પિતૃવધ કોણે કર્યો ?' એ જાણવા અધીર બની ગઈ. પોતાની પ્રિય તીક્ષ્ણ કટારી લઈ લંકાસુંદરી મહેલની બહાર દોડી આવી...તેણે જોયું....સ્તબ્ધ બની ગઈ....વજ્રમુખનું લોહી નિતરતું મડદું જમીન પર પડયું હતું અને એક વીરપુરૂષ રાક્ષસસુભટોને યમલોકમાં પહોંચાડી રહ્યો હતો.

લંકાસુંદરીએ વિદ્યાશક્તિનું જીવંતસ્વરૂપ ધારણ કર્યું. આકાશની જાણે વિદ્યુત! ઉછળી ઉછળીને તેણે હનુમાન પર પ્રહારો કરવા માંડયા. ક્ષણવાર હનુમાનજી આ અચાનકના આક્રમણથી બેબાકળા બની ગયા....પરંતુ તૂર્ત પોતાની જાતને સાંભળી લઈ વળતું આક્રમણ કરી દીધું....પરંતુ 'સામે સ્ત્રી છે,' આ વિચારપૂર્વક તેમણે યુદ્ધ કરવા માંડયું....લંકાસુંદરીએ આવાં ધીંગાણાં ઘણાં જોયેલાં અને કરેલાં, પરંતુ હનુમાનજીની યુદ્ધકુશલતા, ચપળતા અને છટા જોઈને લંકાસુંદરી સ્તબ્ધ બની ગઇ.

હનુમાનજીએ લંકાસુંદરીનાં તમામ અસ્ત્રોને છેદી નાંખ્યાં. વિદ્યાશક્તિને પરાજિત કરી દીધી. અદ્યાપિ અપરાજિત લંકાસુંદરી પરાજિત બની....હનુમાનજીની શક્તિએ પરાજિત

ફરી. 'આ કોણ હશે ?' લંકાસુંદરીએ હનુમાનજી તરફ દૃષ્ટિ માંડી.

હનુમાનજી....ગદાધારી હનુમાનજીના રૂપવાન શરીર પર દૃષ્ટિ ફરી વળી....બળ, બુદ્ધિ અને વિદ્યા ઉપરાંત હનુમાનના મોહક વ્યક્તિત્વે લંકાસુંદરીને આકર્ષી. એજ વ્યક્તિ તરફ તે આકર્ષાઈ, જેણે થોડી ક્ષણો પૂર્વે એના પિતાનો વધ કર્યો હતો! પિતાનું મડદું હજુ મહેલના આંગણમાં પડ્યું હતું. પિતા તરફના સ્નેહથી પિતૃવધ કરનાર તરફ દ્વેષ જાગ્યો. પિતૃવધ કરનારના રૂપ–બળ તરફના આકર્ષણથી એના તરફ રાગ થયો! જેના તરફ દ્વેષથી કટારી લઈ કૂદી પડી હતી, તેના તરફ રાગથી નમી પડી! લજ્જાથી ઝુકી પડી .. તેના અંગે અંગે અનંગ વ્યાપી ગયો.... અનંગના આવેશથી તેનું શરીર કંપવા લાગ્યું.

'વીર પુરૂષ, મને ક્ષમા કરો.'

'તને અભય છે.'

'મેં અવિચારી સાહસ કર્યું....'

'અવિચારી નહી પણ વિચારપૂર્વક.'

'કેવી રીતે ?'

'પોતાના પિતાના વધ કરનાર ઉપર ક્રોધ આવે તે સ્વાભાવિક છે....વધ કરનારનો વધ કરવાનું મન થાય તે પણ સ્વાભાવિક છે !'

'મેં તમારૂં પરાક્રમ નહોતું વિચાર્યું....'

'પરાક્રમ વિચારવાથી ન સમજાય ! સંગ્રામથી જ

સમજાય ...'

'પણ....'

'તમે મારો વધ ન કરી શક્યાં....તેનો અફસોસ થાય છે ?'

'ના.'

'તો ?'

'આનંદ થાય છે....'

'આનંદ ?'

'હા જી ! તમારો મારાથી વધ થઈ ગયો હોત તો મને પસ્તાવો થાત...'

'ના, વધ કરી શક્યાં હોત તો હર્ષ થાત, પણ વધ ન કરી શકવાથી, હવે આનંદ થાય છે !'

'સાચી વાત. પણ હવે મારી એક પ્રાર્થના છે....'

'બોલો.'

'મારા પિતાને એક જ્ઞાની પુરૂષે કહેલું : 'તારો વધ કરનાર પુરૂષ તારી પુત્રીનો ભર્તાર થશે.'

'હં....'

'હવે મને પરણી, મને સુખી કરો.'

'મને પતિ કરીને તું સુખી થઈશ ?'

'અવશ્ય, સકલ વિશ્વમાં આપના સમાન કોઈ વીર નથી....આપને પતિ કરીને જગતની સર્વ સ્ત્રીઓમાં હું અતિ ગર્વવંતી બનીશ !'

'પણ મારા પરિચય વિના મને પરણીને પાછળથી પસ્તાવો નહીં થાય ને ?'

'આપનો પરિચય થઈ ગયો ! આપનું પરાક્રમ આપની મુખાકૃતિ, આપની વાણી.... આ બધાએ કંઈ ઓછો પરિચય આપ્યો છે ?'

હનુમાનજીએ લંકાસુંરીને લગ્નની અનુમતિ આપી. લંકાએ સર્વપ્રથમ પોતાના પિતાના મૃતદેહની અંતિમ વિધિ કરાવી, સ્નાનાદિથી નિવૃત્ત થઈ, હનુમાનજીને પોતાના મહેલમાં લઈ જઈ, સંધ્યાનું ભોજન કર્યું. હનુમાનજીએ ગાંધર્વ વિધિથી લંકા સાથે લગ્ન કર્યું.

લંકાસુંદરી હનુમાન સાથે લગ્ન કરી પરમ કૃતાર્થતા અનુભવવા લાગી. હનુમાનજી લંકાને પ્રાપ્ત કરી, લંકા ઉપર પોતાનો પ્રથમ વિજય સમજી, પોતાના સ્વામીના કાર્યની સિદ્ધિનાં એંધાણ સમજવા લાગ્યા.

હનુમાન લંકાસુંદરી સાથે મહેલની અટ્ટાલિકામાં ઉભા ઉભા લંકાનું અવલોકન કરતા હતા, ત્યાં પશ્ચિમ દિશામાં સૂર્ય અસ્ત થયો.



# ૭૫ : ૨૧ ઉપવાસનું પારણું

અંજનાનંદને નિઃશંક બની લંકાસુંદરી સાથે યામિની વીતાવી. પ્રભાતે લંકાસુંદરીને પૂછી હનુમાન લંકામાં પ્રવેશ્યા.

લંકામાં જો કોઈ પ્રાજ્ઞ પુરૂષ હતો તો તે બિભીષણ હતો. હનુમાનજીએ બિભીષણની મુલાકાતથી કાર્યનો પ્રારંભ કરવા વિચાર્યું. બિભીષણ નીતિજ્ઞ અને ન્યાયી રાજપુત્ર હતો. તેને સીતાનું અપહરણ નહીં જ ગમ્યું હોય અને આ વિષયમાં તેણે કંઈને કંઈ વિચાર્યું હશે; કર્યું હશે; આ વાત હનુમાનજી-એ વિચારી હતી. હનુમાનજી ચાહતા હતા કે બિભીષણના પ્રયત્નોથી સીતા–મુક્તિ થઈ જતી હોય તો યુદ્ધની જવાળામાં કરોડો પ્રાણોની આહુતિ આપવાની ન રહે.

હનુમાનજી લંકાના રાજમહેલોથી પરિચિત હતા. બિભીષણનો મહેલ તેમણે જોયેલો હતો. નિર્ભય હનુમાન બિભીષણના દ્વારે જઈ ઊભા. દ્વારપાલને પોતાની મુદ્રિકા આપી. મુદ્રિકા લઈ દ્વારપાળ બિભીષણ પાસે પહોંચ્યો. બિભીષણે પવનંજયપુત્રનું આગમન જાણી આનંદ વ્યક્ત કર્યો અને સ્વયં દ્વારે આવી હનુમાનનું સ્વાગત કર્યું.

મંત્રણાગૃહમાં પ્રવેશી, હનુમાનને ભદ્રાસન પર બેસવાનો ઈશારો કરી, બિભીષણે પૂછ્યું :

'કહો, હનુમાન કુશળ છો ને?'

'રાજન્, કુશળતા હોત તો અહીં અત્યારે આવવાનું પ્રયોજન ન હતું.'

'કહો, શું પ્રયોજન છે?'

'હે ન્યાયનિષ્ઠ રાજન્, રામપત્ની સીતાનું અપહરણ થયું છે, ને દશમુખ રાવણ અપહરણ કરનાર છે. સીતાને લંકાના દેવરમણ ઉદ્યાનમાં રાખવામાં આવ્યા છે....આપ દશમુખના લઘુભ્રાતા છો. આવું અપકૃત્ય કરતા દશમુખને આપે રોકવા જોઈએ. ન્યાયવિરૂદ્ધ કાર્ય પ્રત્યે આપ ઉદાસીન કેમ છો?'

'હનુમાન તમારી વાત સત્ય છે. સીતાને મુક્ત કરવા મેં પૂર્વે અગ્રજને સમજાવ્યા હતા; પુનઃ આગ્રહપૂર્વક સમજાવવા પ્રયત્ન કરીશ.'

'પ્રયત્ન અત્યારે જ કરવો જરૂરી છે. હું આ કાર્ય માટે જ શ્રી રામની આજ્ઞાથી અહીં આવ્યો છું.'

'અવશ્ય, હું તમારી વાતમાં સંમત છું. સીતા શ્રી રામને સોંપી જ દેવી જોઈએ, એ ન્યાય છે. હું આ ન્યાયની રક્ષા કરવા મોટા ભાઈને પ્રાર્થના કરીશ....પછી શું પરિણામ આવે છે, તેના પર વિચારીશ.'

હનુમાનજીને બિભીષણની વાતથી સંતોષ થયો.

બિભીષણને નમસ્કાર કરી, હનુમાનજી સીધા જ દેવરમણ ઉદ્યાને પહોંચ્યા.

વૈદેહીથી અધિષ્ઠિત દેવરમણ ઉદ્યાન....

મહાદેવી હતી છતાં મંદિર મ્લાન હતું....પવિત્રતા હતી પણ પ્રસન્નતા ન હતી, જીવન હતું પણ સ્મશાન જેવું સુનસામ હતું.

અશોકવૃક્ષની છાયામાં સીતાજી બેઠેલાં હતાં. કપોલ પર કેશકલાપ લુફ્ખો ફરફરી રહ્યો હતો; સતત અશ્રુધારાથી ધરતી ભીંજાયેલી હતી. હિમાર્ત પદ્મિનીની જેમ સતીનું મુખકમલ પ્રમ્લાન બનેલું હતું અને પ્રથમ ઈન્દુકલાની જેમ સીતાજીનું શરીર અત્યંત કૃશ બની ગયેલું હતું. ઉષ્ણ નિશ્વાસ અને સતત સંતાપથી સતીના અધર સુકાઈ ગયા હતા....અને બસ, નિઃસ્પન્દ યોગિનીની જેમ 'રામ.... રામ....રામ...'નું નામ જપી રહી હતી.

તેનાં વસ્ત્ર મલીન બની ગયાં હતાં....પણ તેને વસ્ત્રની કે વપુની પડી જ ક્યાં હતી....?

હનુમાને વૈદેહીનું દર્શન કર્યું....તેઓ વૈદેહીના આંતરિક જીવનવૈભવને વંદી રહ્યા....'અહો, સીતા ખરેખર મહાસતી છે....આનું દર્શન મનુષ્યને પાવન કરી દે, તે નિશ્ચિત છે. સીતાના વિરહમાં રામ કલ્પાંત કરે, તે યુક્ત જ છે. રૂપવતી અને શીલવતી નારીનો વિરહ કયા પુરૂષને શોકાકુલ ન કરે ?

'રામ જેવા રામ, પિતાના વચન ખાતર રાજપાટ તજી

દઈ વનવગડે નિકળી પડનાર રામ....માતા-પિતા-ભાઈ.... સર્વનો સંગ તજીને....નિર્મોહી જેવા બનીને જીવન જીવનાર રામ, એક સ્રીના વિરહમાં આટલો બધો કલ્પાંત કેમ કરે છે ?' આ પ્રશ્ન ક્યારનો હનુમાનને સતાવતો હતો—એ પ્રશ્નનું સમાધાન આજે સીતા-દર્શનથી થઈ ગયું. સાથે જ શ્રી રામની વિરહવ્યથા કોઈ વિષયવાસનાને સંતોષનારી હાડ-માંસની રૂપસુંદરી પાછળ ન હતી....પણ શીલવતી-રૂપવતી પતિનિષ્ઠા ધર્મપત્ની પાછળ હતી.

વીર હનુમાનની વિચારધારા આગળ વહી રહી હતી.

'રાંકડો રાવણ બંને રીતે માર્યો જશે....શ્રી રામના પ્રતાપથી અને એના ઘોર પાપથી...હા, બિભીષણની સલાહ માની જાય તો બચી જાય. બહુમાનપૂર્વક સીતાજીને પાછાં સોંપી દે તો શ્રી રામ રાવણને શિક્ષા નહીં કરે...પણ ઘમંડી રાવણ એમ માની જાય એવો ક્યાં છે ? બિભીષણને તે ધિક્કારશે....હું ઓળખું છું એને.... ખેર, હવે અમાસની ઘોર અંધારી રાતમાં વિજળીનો ચમકારો થાય અને પ્રકાશ રેલાઈ જાય, તેમ સીતાજીને આનંદની ભરી દઉં !'

હનુમાને અશોક વૃક્ષ ઉપર બેસીને, શ્રી રામની વીંટી સીતાજીના ખોળામાં નાંખી ! સીતાજી ચમકી ઉઠયાં....

'આ શું ! ઝટ વીંટી હાથમાં લીધી....ધારી ધારીને જોવા માંડી...મુખ પર મલકાટ અને નયનોમાં તેજ આવી ગયું...'આ તો મારા રામની મુદ્રિકા....' તેમણે મુદ્રિકાને છાતી સરખી દબાવી દીધી. હનુમાન સીતાની પ્રસન્નતાથી

જ્યારે અહીં લંકાપતિ મારી પાછળ પાગલ બની ગયો છે... તો એની ઈચ્છા પૂર્ણ કરી સુખી બનું....સ્ત્રી કેટલી ધીરજ રાખી શકે? મેં એની આગળ આજીજી કરવામાં પણ કસર નથી રાખી, એ પણ મનુષ્ય છે ને...મારી લાગણીઓ આખરે તે સમજી ખરી....,

'સ્વામિન્, અમે સ્ત્રીઓ ખરેખર પુરૂષના પ્રેમ વિના જીવી ન શકીએ. પુરૂષ વિનાની પ્રેયસી ખરે જ ઝુરી ઝુરીને જીવે છે ને અંતે મૃત્યુશરણ થાય છે. સીતા પણ એક સ્ત્રી છે ને! રામના પ્રેમને વિસરવા આટલા દિવસ બસ હતા.... વળી આ વિશ્વમાં કઇ સ્ત્રી એવી અભાગી હશે કે જેને આપ ચાહો છતાં એ આપને ન ચાહે? શૂરવીર અને રૂપવાન એવા લંકાપતિ તરફ સીતા ઊંડે ઊંડે અનુરાગી તો હશે જ....એ તો સ્ત્રીની ગત સ્ત્રી જ જાણે! અમારો અનુરાગ જલ્દી કોઈ ન જાણી શકે....અંતઃકરણથી જેના તરફ અમે અનુરાગી હોઇએ, બહારથી એના તરફ રોષ બતાવીએ અને હૃદયથી જેના તરફ દ્વેષ હોય, બહારથી અનુરાગ બતાવીએ!

એટલે મને પણ એમ સમજાય છે કે હવે એ આપને ચાહે છે....,

'સાચું છે દેવી,' હવે એ લંકાપતિ સાથે રમણે ચઢે એ માટેનો માર્ગ તું બાંધી આપ. સત્વર તું જા અને એને સમજાવ....'

'જેવી મારા હૃદયનાથની આજ્ઞા....'

મંદોદરીએ રાવણનું દૂતીપણું સ્વીકાર્યું અને દેવરમણ

ઉદ્યાનમાં જવા તૈયાર થઈ. રાવણ પ્રસન્નચિત્તે પોતાના પ્રાસાદમાં આવ્યા અને મંદોદરીની રાહ જોતો બેઠો.

રંક રાવણ! સીતાના આકર્ષણમાં અંજાઈ ગયેલો રાવણ...ત્રિજટાના સમાચારને સત્ય માની લે છે! સીતાના સ્મિતનો કેવો અર્થ કરી બેઠો! જ્યાં જેની મતિ હોય છે, ત્યાં તે અર્થને ખેંચી જાય છે... સીતાના સ્મિતે.... સીતાની પ્રસન્નતાએ રાવણને ઊંધા માર્ગે દોર્યો. રાવણે એના પર આશાના મહેલો બાંધી દીધા! તેના મને સીતા માટે નવી રંગીન દુનિયા સર્જી દીધી... અને હવે એ દુનિયામાં સીતા પ્રવેશે તેની રાહ જોતો પાગલ રાવણ એ રંગીન દુનિયાના દ્વારે બેઠો!

મંદોદરી!

મતિમંદ મંદોદરી....અંધ પતિરાગમાં રાચનારી રાક્ષસ વંશની પરંપરાનો ઉજ્જ્વલ ઇતિહાસ ભૂલીને, એ ઇતિહાસ -પરંપરાનો અંત લાવી આપનારા કાર્યનું દૂતી-પણું કરવા ઉપડી...ગમે તે રીતે પતિનું પ્રિય કરવું, આવા એકાંત અશુભ સિદ્ધાંતને વરી ચૂકેલી મંદોદરી પતિના કાર્યને ન્યાય-નીતિના ત્રાજવે જોખવાનું જાણતી ન હતી. અપહરણ કરીને ઉઠાવી લાવેલી સીતા....કે જે સતી રાવણનો પડછાયો પણ નથી ચાહતી, એવું જાણવા છતાં પણ એ લંકાના સમ્રાટને વિવેક શિખવવાનું ભૂલી ગઈ. ભૂલી ન ગઈ, તેને તેવું સૂઝ્યું જ નહીં! એ સાચું કદાચ સમજતી હશે, પણ અપ્રિય સત્ય

પતિને કહેવું...તેણે પસંદ નહીં કર્યું હોય...ગમે તે હો, તેણે લંકા માટે, લંકાની પ્રજા માટે, રાક્ષસ વંશ માટે કે લંકાના સમ્રાટ માટે શુભ ન ચિંતવ્યું...બલ્કે રાક્ષસવંશની ત્યાગપ્રધાન સંસ્કૃતિના વિનાશના કાર્યમાં સાથ આપ્યો, સહયોગ આપ્યો.

મંદોદરીનો રથ દેવરમણ ઉદ્યાનનાં દ્વારે આવી ઉભો. ત્રિજટા દોડી ગઈ, મંદોદરીનો હાથ પકડી કહેવા લાગી.

'મહાદેવી, આજે સીતાને શું થઈ ગયું છે.......! આજે એનું મુખ મલકી રહ્યું છે....હૈયું નાચી રહ્યું છે....એ દુઃખ, વેદના, સંતાપ...બધું જ વિસરી ગઈ છે. મને લાગે છે કે આજે આપની વાત એના ગળે ઉતરી જશે. અને લંકાપતિની આશા ફળશે....'

'ચાલ, હું એ માટે જ આવી છું.'

ત્રિજટાએ દોડી જઇને સીતાજીને સમાચાર આપ્યા: 'સીતા! મહાદેવી સ્વયં અહીં પધારી રહ્યાં છે....' સીતાજીએ મુદ્રિકાને પોતાના કટિ-પ્રદેશે ગોપવી દીધી અને પોતાના તરફ આવતી મંદોદરીને જોઈ રહ્યાં.

મંદોદરી આવીને સીતાજી પાસે બેસી ગઇ. ત્રિજટાને આસન પણ ન પાથરવા દીધું. ત્રિજટા દૂર એક વૃક્ષ પાસે જઇ ઊભી રહી. મંદોદરીએ વાતનો પ્રારંભ કર્યો.

'સીતા, તું અહીં આવી છો ત્યારથી માંડીને આજે જ તારા મુખ પર હું કંઈક સ્વસ્થતા જોઉં છું...મને આજે

ઘણો સંતોષ થયો છે.' મંદોદરી ક્ષણવાર મૌન રહી સીતાજીના મુખ ઉપરના ભાવો વાંચી રહી....બીજી બાજુ, અશોકવૃક્ષની ઘટામાં છુપાયેલા હનુમાન મંદોદરીના મુખભાવ અને વચનભાવ માપી રહ્યા હતા....ત્રિજટાને સીતા–મંદોદરીના વાર્તાલાપનું શું પરિણામ આવે છે એમાં જ રસ હતો.

'ખરેખર! લંકાના સમ્રાટ અદ્વિતીય ઐશ્વર્ય અને અપ્રતિમ સૌન્દર્ય ધરાવે છે;' એણે....સીતાજીનાં મુખ પર હાથ ફેરવતા કહ્યું: 'ત્રણ ભુવનમાં અદ્ભુત રૂપ અને અનુપમ લાવણ્ય મારી સીતા ધરાવે છે! ભલે, અજ્ઞાન દૈવે તમારા બેનો સુયોગ્ય સંબંધ ન બાંધ્યો....સંપ્રતિ એ સંબંધ બંધાઓ.... લંકાના નર-નારીઓ મહોત્સવ ઉજવશે... દેવો પ્રશંસાનાં પુષ્પો વરસાવશે....જાનકી! માની જા, તું સંમતિ આપ બસ, હું અને બીજી રાણીઓ તારી આજ્ઞાને માથે ચઢાવીશું.... તું રાક્ષસદ્વીપની માનનીય સામ્રાજ્ઞી બનીશ...'

મંદોદરીનો એક–એક શબ્દ તાતા તીરની જેમ સીતાના હૃદયને વાગતો હતો. સીતાએ આજે એવાં જ વળતા તીર વરસાવવાનો નિર્ણય કરી દીધો....પુનઃ મંદોદરી આવું સાહસ કરવા આવે જ નહીં...

'પાપે, તારા દુર્મુખ પતિની દૂતી બનીને અહીં આવી છો? તારું મુખ જોવું એ પણ નરકગામી બનાવનારું છે.... તું સમજી લે કે હું શ્રી રામની પાસે જ છું....લક્ષ્મણ હમણાં અહીં આવ્યા સમજ, જેવી રીતે ખર વગેરેનો વધ થયો તે રીતે તારા પતિ વગેરેનો વધ થશે અને લંકા રોળાઈ

જસે પાપિષ્ઠ, તું હવે એક અક્ષર પણ મારી પાસે બોલીશ નહીં અને તારું કાળું મુખ મને બતાવીશ નહીં;'

સીતાની આંખમાંથી અંગારા વરસી રહ્યા.... વાણીમાંથી લાવા ઝરવા લાગ્યો....મંદોદરી સ્તબ્ધ બની ગઈ...ધ્રુજી ઉઠી. તે વધુ પ્રહારો સહવા શક્તિમાન ન હતી. ત્યાંથી ઉભી થઈ ચાલી નિકળી. તેને સમજ ન પડી....

'તો પછી સીતા પ્રસન્ન કેમ હતી? ત્રિજટાએ આપેલા સમાચાર શું ખોટા હતા? ના, લંકાપતિ સાથે રમત રમવી તે કાળસર્પ સાથે રમત રમવા જેવી હોય છે. ત્રિજટાએ પ્રસન્નતા જોઈજ હશે....તો શું એ પ્રસન્ન થવાનું બીજું કોઈ કારણ હશે?'

ત્રિજટા વિલખી પડી ગઈ હતી....તે ધીમે પગલે મંદોદરીની પાછળ આવતી હતી....બીજી પરિચારિકાઓ અને ઉદ્યાન-રક્ષકો ઉદ્યાનની બહાર પટ્ટરાણી પાસે ભેગા થઇ ગયા. મંદોદરીએ સહુના મુખે સાંભળ્યું કે 'સીતા આજે પ્રસન્નવદના છે!' તો પોતાની સાથે આવો દુર્વ્યવહાર કેમ કર્યો? એ પ્રશ્ને મંદોદરીને અકળાવી દીધી. પરંતુ એણે મનોમન સમાધાન કર્યું.

'મારે આ જંજાળમાં શા માટે પડવું? સીતાને વશ કરવી સરળ નથી. લંકાપતિને જેમ યોગ્ય લાગે તેમ કરે....હવે હું સીતાને સમજાવવા નહીં આવું.'

ભોજનનો સમય થઈ ગયો હતો. પરિચારિકાઓ અને

દ્વારરક્ષકો ભોજન માટે ચાલ્યાં ગયાં. દેવરમણ ઉદ્યાનમાં સીતાજીને પ્રગટ રૂપે મળવાનો હનુમાનનો સુઅવસર મળી ગયો.

હનુમાન અશોકવૃક્ષથી નીચે ઉતરી આવ્યા અને સીતા–સન્મુખ નતમસ્તકે પ્રણામ કરી ઊભા રહ્યા.

અચાનક અજાણ્યા પુરૂષને પોતાની સામે આવીને ઉભેલો જોઈ, સીતાજીએ તુર્ત પોતાનાં વસ્ત્ર ઠીક કરી લીધાં. તે પૂર્વે હનુમાન બોલ્યા :

'દેવી, લક્ષ્મણ સાથે શ્રી રામ જય પામો! આપના કુશળ સમાચાર જાણવા શ્રી રામની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. હું ત્યાં જઈશ, સમાચાર આપીશ એટલે શ્રી રામ શત્રુવધ માટે અહીં અવિલંબ આવશે. મેં જ આપના ઉત્સંગમાં શ્રી રામની નિશાનીરૂપ મુદ્રિકા નાખી છે.'

હનુમાને પુનઃ અંજલિ મસ્તકે લગાડી વંદના કરી. સીતાની આંખો અશ્રુથી ભીની થઈ ગઇ. હૈયું ગદ્‌ગદ થઈ ગયું, તેમણે પૂછ્યું :

'વત્સ, તું કોણ છે? દુર્લંઘ્ય સમુદ્ર તેં કેવી રીતે પાર કર્યો? મારા પ્રાણનાથ કુશળ છે ને? સૌમિત્રીની સાથે તેં એમને કયાં જોયા? કેવી રીતે તેઓ કાળ નિર્ગમન કરે છે?'

'માતા, હું પવનંજયપુત્ર હનુમાન છું. મારી જનનીનું નામ અજના, વિદ્યાશકિતથી અને વ્યોમયાનથી સમુદ્રને

ઓળંગી હું અહીં આવ્યો છું.

સમસ્ત વાનરદ્વીપના અધિપતિ મહારાજા સુગ્રીવ શ્રી રામનાં ચરણોની સેવા કરે છે; લક્ષ્મણ સાથે શ્રી રામ વાનરદ્વીપની રાજધાની કિષ્કિન્ધિમાં... ઉદ્યાનમાં વૃક્ષ નીચે વાસ કરીને રહ્યા છે.

દેવી, શ્રી રામ આપના વિયોગથી દિનરાત સંતપ્ત છે....દાવાનળ પર્વતને પણ બાળે, તેમ તેમનો સંતાપ સમગ્ર વાનરદ્વીપને ચિંતાતુર બનાવી રહ્યો છે અને લક્ષ્મણજી તો મા વગરના વાછરડાની જેમ તરફડી રહ્યા છે...

નિરંતર ચારે દિશામાં જોતા....તેઓ ક્ષણ માટે પણ સુખ અનુભવતા નથી....દિવસ ને રાત તેઓ મૌન રહે છે....રામ ને લક્ષ્મણ....બંને ભાઈઓ ક્ષણમાં ક્રોધ ને ક્ષણમાં શોક કરે છે....હા, સુગ્રીવરાજ આશ્વાસન આપે છે....પરંતુ એ આશ્વાસન એમને સુખ આપી શકતું નથી. સંતપ્ત હૃદયને સ્નેહીઓનાં આશ્વાસન શાંતિ આપી શકતાં નથી.

"દેવી, જેમ જેમ વિદ્યાધર દુનિયાના રાજા-મહારાજાઓને સમાચાર મળે છે તેમ તેમ તેઓ શ્રી રામની સેવામાં ઉપસ્થિત થાય છે. આપના ભ્રાતા ભામંડલ પણ કિષ્કિન્ધિ આવી ગયા છે. પાતાલ લંકાનો અધિપતિ વિરાધ અંગરક્ષક બનીને ઊભો છે. રાજા મહેન્દ્ર અને પ્રસન્નકીર્તિ શત્રુવધ માટે થનગની રહ્યા છે; કિષ્કિન્ધિનું ઉદ્યાન એક વિરાટ

રાજસભા બની ગયું છે. સહુ શ્રી રામ-લક્ષ્મણની ચરણ-સેવામાં તત્પર છે.

મહારાજા સુગ્રીવે આપના કુશળ-સમાચાર મેળવવા સર્વ દિશામાં તપાસ કરાવી. ખૂદ સુગ્રીવે જ ભાળ મેળવી કે રાવણ આપનું અપહરણ કરી ગયો છે... અહીં આવીને આપને શ્રી રામના સમાચાર આપવાનું કાર્ય મહારાજા સુગ્રીવની ભલામણથી શ્રી રામે મને સોંપ્યું. આપને મારા પર વિશ્વાસ થાય તે માટે તેમણે તેમની મુદ્રિકા આપી... અને કહ્યું છે કે 'આવે ત્યારે દેવીનો મુગટ લેતો આવજે!' માટે મને આપનો મુગટ આપો, હું શ્રી રામને તે આપીશ... તેમને મારા કાર્યની સફળતાની પ્રતીતિ થશે... અને મુગટ જોઈને પ્રત્યક્ષ આપને મળ્યાનો આનંદ અનુભવશે...'

સીતાજીની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ વહી રહ્યો હતો... તેમણે તૂર્ત માથાનો મુગટ હનુમાનને આપ્યો, અને કહ્યું :

'આ મારો મુગટ લઈને વત્સ, તું ત્વરાથી ચાલ્યો જા. જો અધિક સમય અહીં ઊભો રહીશ તો ઉપદ્રવ થશે.... એ દુષ્ટ રાવણને તારા આગમનની ખબર મળતાં જ અહીં દોડી આવશે....

'માતા, ! તમે ચિંતા ન કરો, હું એ વાતનો પછી જવાબ આપું છું. હવે આ ભોજન પડ્યું છે, તે કરી લો. એકવીસ દિવસના ઉપવાસનું પારણું કરો. મારી આ પ્રાર્થના છે.... આપ ભોજન કરો, પછી જ હું અહીંથી જઈશ,

હનુમાનના આગ્રહથી અને શ્રી રામના ઉદન્તથી પ્રસન્ન થઈ સીતાજીએ દેવરમણ ઉદ્યાનમાં ૨૧ દિવસના ઉપવાસનું

પારણું કર્યું. હનુમાન ત્યાંજ ઊભા રહ્યા. સીતાજી ભોજન કરતાં હતાં અને હનુમાન કહેતા હતા :

'માતા, તમે મારી માતા છો, વાત્સલ્યથી પ્રેરાઈને તમે મને અહીંથી જલ્દી જવાનું કહો છો....તમને ભય લાગે છે ખરૂં ને ? રાવણના સુભટો મને પકડીને મારો વધ કરશે, એમ માનો છો ને ?

માતા, હું શ્રી રામ લક્ષ્મણનો દૂત છું ! ત્રણ જગતને પરાજિત કરવાની મારી તાકાત છે....ભલેને રાંકડો રાવણ એના સૈન્ય સાથે મારી સામે આવે; હું એ સહુને પહોંચી વળું એમ છું.'

માતા ! આપ અનુમતિ આપો, મારા સ્કંધ ઉપર આપને બેસાડી શ્રી રામ પાસે લઈ જાઉં....સૈન્યસહિત રાવણ જોતો રહી જાય...ધોળે દિવસે લંકામાંથી હું આપને લઈ જાઉં ! ચોર રાવણ તો વનવગડામાંથી રામ–લક્ષ્મણની નજર ચૂકાવી આપને ઉપાડી લાવ્યો....હું સૌને દેખતાં લઈ જાઉં...

સીતાજીના મુખ પર સંતોષ, આનંદ અને હર્ષ ઉભરાયો 'વત્સ ! તારા માટે તું કહે તે સર્વ શક્ય છે. તું રામ-લક્ષ્મણનો દૂત છે ! વત્સ, પરંતુ હું તારા સ્કંધ પર નહી બેસું. પરપુરૂષનો સ્પર્શ પણ હું નહી કરૂં....તું જઇને આર્યપુત્રને સર્વ સમાચાર આપજે, પછી જે ઉચિત હશે તે આર્યપુત્ર કરશે. તેં તારૂં કર્તવ્ય જરાય ક્ષતિ વિના પૂર્ણ કર્યું છે. ખરે જ તું પરાક્રમી સન્નિષ્ઠ રામ–સેવક છે. હવે મારૂં દુઃખ ગયું....તું જા, હું હવે શ્રી રામ–લક્ષ્મણ સાથે તારી રાહ જોતી અહીં બેઠી છું ...'

'હું જાઉં છું, પરંતુ રાક્ષસોને મારા પરાક્રમની ચપળતા બતાવતો જઈશ. પોતાને વિશ્વવિજેતા માનતો રાવણ બીજાના પરાક્રમને ગણકારતો નથી....ભલે, આજે શ્રી રામના સેવકના પરાક્રમને એ જાણે !'

હનુમાને સીતાજી સામે અનુજ્ઞા-પ્રાર્થના કરી. સીતાજીએ સંમતિ આપી. હનુમાને નમન કર્યું અને ધરાને કંપાવતા તેઓ ઉદ્યાનમાં દોડી ગયા.

હનુમાને દેવરમણ ઉદ્યાનમાં ભંગલીલા ખેલવા માંડી.

અશોકવૃક્ષોને તોડવા માંડયાં. બકુલવૃક્ષો ઉખેડી નાંખ્યાં, સહકાર વૃક્ષો નષ્ટ કર્યાં. ચંપકવૃક્ષોનો ઘાણ કાઢી નાખ્યો. મંદાર અને કદલી વૃક્ષોનો વિનાશ કર્યો ...વૃક્ષો તૂટવાનો અને પડવાનો અવાજ દ્વારરક્ષકોએ સાંભળ્યો. ઉદ્યાનના ચારે દ્વારોના રક્ષકો શસ્ત્રો સાથે દોડી આવ્યા....દેવરમણનો કચ્ચરઘાણ કાઢતા હનુમાનને હણવા હાથમાં મુદ્ગર લઈ તેઓ હનુમાનને પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

હનુમાને તો એ જ તોતીંગ વૃક્ષોને શસ્ત્ર બનાવ્યાં! સર્વમસ્ત્રં બલીયસામ્ બલવાન પુરુષો માટે બધું જ શસ્ત્રરૂપ હોય છે!

એક એક પ્રહારે એક એક દ્વારરક્ષકને યમલોક પહોંચાડતા હનુમાને હાહાકાર મચાવી દીધો. એક નિશાચર સૈનિક દોડયો રાવણ પાસે. રાવણ ઉદ્વિગ્ન હતો....મંદોદરીએ સીતાના પ્રહારો અક્ષરશઃ રાવણને કહી દીધા હતા. રાવણને સીતાની પ્રસન્નતાનું રહસ્ય સમજાતું ન હતું 'તો પછી સીતા શા માટે આજે પ્રસન્ન હતી? શું એ હજુ મને ચાહતી નથી?' પ્રહરીએ આવીને રાવણની વિચારધારામાં ભંગાણ પાડયું.

'મહારાજા, દેવરમણ ઉદ્યાનમાં ભયંકર તોડફોડ થઈ રહી છે...કોઇ બળવાન વિદ્યાધરકુમારે ઉદ્યાનનો નાશ કરવા માંડયો છે... મારા સિવાય બીજા રક્ષકોને પણ મારી નાંખ્યા છે.'

'અક્ષકુમારને બોલાવો.'

'દેવરમણમાં વિદ્યાધરકુમાર? કોણ હશે એ? લંકામાં એ કેવી રીતે પેસી ગયો? લંકાનો અભેદ્ય દુર્ગ એણે કેવી રીતે ઓળંગ્યો? દેવરમણ ઉદ્યાનમાં કેમ ગયો? શું એ રામનો કોઈ અનુચર હશે? શું એ સીતાને મળ્યો હશે?

'આજ્ઞા નિવેદન કરો પિતાજી.' અક્ષકુમારે દશમુખને વંદન કરી કહ્યું.

'દેવરમણ ઉદ્યાનમાં સૈનિકોને લઈને જા. ત્યાં કોઈ દુષ્ટ વિદ્યાધરકુમાર ઘૂસી ગયો છે ને મોટો ઉત્પાત મચાવ્યો છે. એને જીવતો કે મરેલો લઈ આવ.'

'જેવી આજ્ઞા.' અક્ષકુમાર પ્રણામ કરી સૈનિકો સાથે ઉદ્યાન તરફ ત્વરાથી ચાલ્યો. સૈનિકોએ ઉદ્યાનને ઘેરી લીધું અને અક્ષકુમાર ઉદ્યાનમાં પ્રવેશી હનુમાન સામે દોડયો.

હનુમાને અક્ષકુમારને પડકાર્યો.

'ભલે આવ્યો! ભોજનના આરંભે ફળ જોઈએ ને?

'મોટી ગર્જનાઓ ન કર. કપિ, હમણાં તું હતો ન હતો થઈ જઈશ.' અક્ષકુમારે તીરોની વર્ષા વરસાવવા માંડી. હનુમાને પ્રતિપક્ષી તીરો વરસાવી અક્ષકુમારને મૂંઝવી દીધો...અક્ષકુમારે મરણીયા થઈ એક પછી એક તિક્ષ્ણ શસ્ત્રોથી લડવા માંડયું. હનુમાનજીએ પણ સાવધાનીથી મુકાબલો કરવા માંડયો....ધીમે ધીમે લડીને હનુમાને અક્ષકુમારને ઉદ્યાનમાં જ વધેરી નાખ્યો.

રાવણનો પુત્ર અક્ષકુમાર મરાયો...લંકામાં કોલાહલ મચી ગયો. ઉદ્યાનના એક સુરક્ષિત વિભાગમાં રહેલાં સીતાજી ધ્રુજી ઉઠયાં. હનુમાનના અમંગલની શંકાએ તેમને અકળાવ્યાં! જેના પર પ્રેમ....હેત અને વાત્સલ્ય હોય છે, તેના અમંગલની શંકા જલ્દી પેદા થાય છે.

રાવણે પુત્રવધના સમાચાર જાણ્યા....તેનું હૃદય વૈરની આગથી સળગી ઉઠયું....તુર્ત ઈન્દ્રજીતને બોલાવીને આજ્ઞા કરી :

'ઇન્દ્રજીત, તું જલ્દી જા અને એ અધમ વાનરકુમારને બાંધીને લઈ આવ.' ઈન્દ્રજીત માટે આ આફત અણધારી હતી...તેની બુદ્ધિમાં વાત ઉતરતી ન હતી કે એક કપિ–સૈનિક લંકામાં કેવી રીતે ઘૂસી ગયો ?

આખી વાતનું રહસ્ય લંકામાં ત્રણ જ વ્યકિત જાણતા હતા. એક બિભીષણ, બીજી સીતા અને ત્રીજી લંકાસુંદરી. 'દેવરમણ ઉદ્યાનમાં તોફાન મચાવનાર હનુમાન છે,' આ વાત હજુ રાવણના જાણવામાં આવી ન હતી. ઈન્દ્રજીતે ઉદ્યાનમાં પહોંચી જોયું તો સામે હનુમાન! ઈન્દ્રજીત હનુમાનને સારી રીતે ઓળખતો હતો. વરુણ સાથેના યુદ્ધમાં હનુમાનના પરાક્રમને એણે પ્રત્યક્ષ જોયેલું હતું.... પરંતુ અત્યારે ભ્રાતૃવધથી ધુંધવાયેલો ઇન્દ્રજીત પૂર્વપરિચયની મધુરતા માણવા તૈયાર ન હતો, તેણે હનુમાનને કહ્યું :

'અરે વાનર, તું ઉભો રહે, અક્ષયકુમારના લોહીથી ખરડાયેલી ભૂમિ પર તારા લોહીનો છંટકાવ કરીને હું જંપીશ.'

બંને મહાબાહુ વીરો વચ્ચે કલ્પાંત જેવું દારૂણ યુદ્ધ ખેલાવા માંડયું. લંકાના રાજમાર્ગો, ગલીઓ અને મહેલો જાગી ગયા. લંકાના કિલ્લાની બહાર તો યુદ્ધ ખેલાયાં હતાં. લંકાના મધ્યભાગમાં ખેલાતું યુધ્ધ એક અકસ્માત હતો! એક જ વ્યકિત સમગ્ર રાક્ષસવીરોની તાકાત માપી રહ્યો હતો...એ એક સાહસ હતું! હનુમાનને યુદ્ધ નહોતું કરવું, એમને તો રાક્ષસવીરોના પરાક્રમને લજવીને, શ્રી

રામના એક એક સુભટની તાકાતનો પરિચય આપીને, કિષ્કિન્ધિના રસ્તે પડવું હતું.... આ તો એમના માટે એક છમકલું હતું.... બે ઘડીની મોજ હતી.... સીતાજીને પ્રસન્ન કરવાનો એક ખેલ હતો.

જેટલાં શાસ્ત્રો ઈન્દ્રજીતે હનુમાન પર અજમાવ્યાં, હનુમાને એનાથી અનેક ઘણાં શસ્ત્રોથી ઇન્દ્રજીતને પરેશાન કર્યો. ઈન્દ્રજીતના સૈનિકોમાંથી કોઇ બીજીવાર હનુમાન પર પ્રહાર કરવા બચતું જ ન હતું ! સૈનિકો અને શસ્ત્રોની સામગ્રી ખૂટી પડતાં ઇન્દ્રજીત વિમાસણમાં પડી ગયો. ત્યાં સામેથી હનુમાનનું અટ્ટહાસ્ય પડઘા પાડી ઉઠયું. 'ઈન્દ્રજીત ! આવો શ્રી રામના એક જ સુભટ સામેનો સંગ્રામ છે. આવા લાખો-કરોડો સુભટોનો સામનો કેવી રીતે કરીશ ? વિનાશ-લીલામાંથી ઉગરી જવું હોય તો તારા પિતાને સમજાવ, સીતાજી શ્રી રામને સોંપી આવે !'

ઈન્દ્રજીતે પોતાનું છેલ્લું અસ્ત્ર સંભાળ્યું. તેણે નાગ-પાશાસ્ત્ર હનુમાન પર છોડયું. પગથી માથા સુધી હનુમાન દૃઢ નાગપાશથી બંધાઇ ગયા. ઈન્દ્રજીતના મુખ પર વિજયનો ગર્વ ઉછળી આવ્યો.... હનુમાને એ ગર્વને ટકવા દીધો.... નાગપાશને એક જ અંગમરોડથી તોડી નાખી મુક્ત બનવા હનુમાન સમર્થ હતા, પરંતુ હનુમાને નાગપાશને શરીર શક્તિથી તોડવાનો પ્રયોગ લંકાની રાજસભામાં કરવાનું વિચારી, તૂર્ત તો ઇન્દ્રજીતને બેઆબરૂ થતો બચાવી લીધો.

ઘણી ઘણી મહેનતના અંતે, ઘણી ખૂવારી વહોર્યા

પછી પણ મેળવેલો વિજય... તે ય સાચો નહીં, દગાથી ભરેલો! ઈન્દ્રજીત જેવા અપ્રતિમ યોદ્ધાને રાજી કરી દે છે! હનુમાનને લઇ ઈન્દ્રજીત રાવણ પાસે આવી પહોંચ્યો અનેક રાક્ષસ સુભટો હનુમાનને કુતૂહલથી, ભયથી, રોષથી જોઈ રહ્યા હતા. હનુમાનને રાવણ સામે ઊભા રાખવામાં આવ્યા. રાવણનો રોષ સમાતો ન હતો. તે બરાડી ઉઠયો. 'અરે દુર્બુદ્ધિ, આ તેં શું કર્યું ! આજન્મ તું મારો સેવક, અને તેં કોનો આશ્રય લીધો ? બે ટંક પુરૂં ખાવા પણ જેમને નથી મળતું, વન વન જે ભટકે છે, જંગલના ફળો ખાઈને જે જીવે છે મલિન દેહ અને વસ્રો....જંગલનાં ભીલ જેવા એ ભાઈઓ તારા પર પ્રસન્ન થઇ તને શું આપશે ? મને જાણવા મળ્યું છે કે તું એમના કહેવાથી અહીં આવ્યો છે. અહીં આવીને તેં શું સાર કાઢયો ? તારા પ્રાણ તેં હોડમાં મૂકી દીધા....

ખરેખર એ તારા સ્વામી દક્ષ છે! ધૂર્ત છે...તને અહીં મોકલીને પારકે હાથે અંગારા ઉપડાવ્યા! ખેર, હું તને મારો શ્રેષ્ઠ સેવક માનતો હતો, આજે, તું બીજાનો દૂત થઈને મારી પાસે આવ્યો છે...માટે તું અવધ્ય છે, માત્ર તને થોડી શિક્ષા કરીને છોડી દઈશ....પણ દુર્મતિ, તે સાચે જ ખોટું સાહસ કર્યું છે....'

હનુમાને રાવણની વાત સાંભળી લીધી. તેમના અંગે આગ લાગી ગઈ. તેમણે ઉગ્ર ભાષામાં રાવણની ખબર લઈ નાખી.

'અરે દશમુખ, હું ક્યારે તારો સેવક હતો? તું ક્યારથી મારો સ્વામી બની ગયો? તને આવું બોલતા શરમ નથી આવતી? નિર્લજ્જ, ભૂલી જાય છે એ યુધ્ધનો પ્રસંગ? જ્યારે વરુણરાજે તારા બનેવી ખર વિદ્યાધરને પકડીને કારાગારની હવા ખવડાવી હતી ત્યારે તારી મિત્રતાથી મારા પિતાએ વરુણરાજ પાસેથી ખરને મુકત કર્યો હતો. અને એજ વરૂણના પુત્રો સાથેના યુદ્ધમાં જ્યારે એ રાજીવ-સંજીવે તને ધોળા-દિવસે આકાશના તારા દેખાડયા હતા ત્યારે તેં મને સહાય માટે બોલાવ્યો હતો....યાદ છે એ દિવસો? વરુણના દારૂણ પુત્રોના હાથે કરૂણ હાલતે મરતાં તને કોણે બચાવ્યો હતો? એ બધું તું આજે ભૂલી જાય છે અને તું મને તારો સેવક કહેવાનું સાહસ કરે છે? મારા સ્વામી બનવું છે? નરાધમ, હવે તું સહાયને યોગ્ય નથી; તું મહાપાપી છો, પરસ્રીનું હરણ કરનાર એવા તારી સાથે બોલવું પણ પાપ માટે થાય છે.

તારા પરિવારમાં મને કોઈ એવો પરાક્રમી...શૂરવીર દેખાતો નથી કે જે તારી રક્ષા કરે. એક સૌમિત્રીથી પણ બચવું તારા માટે અશકય છે. મોટાભાઈ શ્રીરામ તો દૂર રહ્યા! તારૂં પાપ ખૂબ ભરાયું છે હવે તારૂં આવી બન્યું છે.

રાવણ સળગી ઉઠયો....હનુમાને મૂકેલા અંગારાએ એને સળગાવી મૂકયો....રાવણના જીવનમાં આ પહેલો જ પ્રસગ હતો કે તેની સામે કોઇ એના કાનના કીડા ખેરવી નાખે તેવું સંભળાવે. રાવણ સહી ન શકયો, તે સિંહાસન ઉપર પગ

પછાડતો ઊભો થઈ ગયો. દાંતથી હોઠ ચાવતો, ભ્રુકુટિભીષણ બની તે બોલ્યો :

'નાદાન, તેં મને અકારણ તારો શત્રુ બનાવ્યો. માટે હવે તું મરવાનો જ થયો છે. તારા પર વૈરાગી બનવાનો કોઈ અર્થ નથી. તું દૂત છે, તારી હત્યા કરવી હજી મને ઉચિત લાગતી નથી, પણ હું આજ્ઞા કરું છું કે તને ગર્દભ ઉપર બેસાડી, આગળ ઢોલ વગડાવી લંકાની ગલી–ગલીમાં ફેરવી લંકાની બહાર તગડી મૂકવો.'

હજુ રાવણ આગળ કંઈ બોલે ત્યાં જ વીર હનુમાને નાગપાશને તોડી ફોડી નાંખ્યો નલિનીના નાળથી હાથીને બાંધવામાં આવે તો હાથી ક્યાં સુધી એ બંધન રાખે ?

વીજળીના ચમકારાની ઝડપથી હનુમાન ઉછળ્યા.... એક લાત મારી રાવણને પછાડી દીધો....બીજી લાત મારી એના મુગટના ચૂરા બોલાવી દીધા....અને એ જ ઝડપથી હનુમાન રાજમહાલયમાંથી બહાર નીકળી પડયા. લંકાનો વિનાશ કરતા તેઓ લંકાની બહાર નીકળી ગયા.

'પકડો....મારો....પકડો'....ના પોકારો ગાજી ઉઠયા. પણ એ કૃતાન્તકાળની પાસે કોણ જાય ? એકજ ઝાટકે નાગપાશને તોડી નાખી, એક જાદુગરની અદાથી રાવણને ભૂમિ પર પટકી દઈ, તેના મુગટના ચૂરા કરી નાખી અદૃશ્ય થઈ જનાર હનુમાનને ઈન્દ્રજીત જોતો જ ઊભો રહી ગયો. તે સ્તબ્ધ બની ગયો.



અક્ષકુમારનું મૃત્યુ અને રાવણનું હડહડતુ અપમાન....

હનુમાનનું આ ઘોર સાહસ... ઈન્દ્રજીત માટે એક પ્રશ્નચિહ્ન બની ગયું. રાવણના આક્રોશ અને ધમપછાડા વ્યર્થ હતા. એક રાતમાં શ્રી રામનો એક સુભટ શું કરી શકે છે, એ વિચારે રાવણને તો નહીં, ઈન્દ્રજીતને હલાવી દીધો.

રાવણના હૃદયમાં એક પરિવર્તન થયું! સીતાના વિચારોમાં મૂઢ બનેલું એનું ચિત્ત, હવે વેરનો બદલો લેવા તરફ વળ્યું! રાવણ અભિમાનની પ્રત્યક્ષ મૂર્તિ-સમાન હતો. હનુમાને કરેલું ઘોર અપમાન રાવણ માટે મૃત્યુ કરતાં પણ વધારે હતું.

બિભીષણ હનુમાનની લંકાની પ્રવૃત્તિથી પુરેપુરી જાણકારી મેળવી રહ્યો હતો. દેવરમણમાં ખેલાયેલા યુદ્ધમાં થયેલી ખુવારી અને સમ્રાટના મહેલમાં સમ્રાટનું થયેલું ઘોર અપમાન... તથા લંકાની ભાંગફોડ.... આ બધું જ તેણે જાણ્યું હતું. 'શા માટે આ બધું?' આ પ્રશ્નના ઉત્તરમાં 'એક લંકાપતિની જીદ્દ ખાતર!' આ જવાબ મળતો હતો. કેવી રીતે એ જીદ છોડાવવી એનો કોઇ જવાબ બિભીષણ પાસે ન હતો. પણ 'જીદ્દ ન છોડે તો શુ થાય?' એનો જવાબ ખૂબ સ્પષ્ટ હતો. 'લંકાનો વિનાશ....રાક્ષસ વંશનો અંત!'

બિભીષણનું અંતઃકરણ રડી પડતું હતું. મિથ્યાભિમાની રાવણની અનાચારી, અત્યાચારી અને પાશવી વૃત્તિ-પ્રવૃત્તિઓ તરફ એનું હૃદય કકળી ઉઠ્યું હતું...રાવણની આસપાસ

વીંટળાઈ રહેનારા ખુશામતખોરો તરફ બિભીષણને ભારે ઘૃણા હતી, પરંતુ ઘૃણાની કોઈ અસર એ ખુશામતખોરો પર થતી ન હતી, કારણ કે લંકાપતિના તેમના પર ચાર હાથ હતા! પવિત્ર બિભીષણની વાતો કરતાં એ ખુશામત કરનારાઓની વાત પર રાવણ વધુ વિશ્વાસ કરતો હતો. બિભીષણને આ પરિસ્થિતિનો અંત ઘણો દુઃખદ અને સર્વવિનાશમાં દેખાતો હતો....આમ બિભીષણ ભવિષ્યને અંધકારમય, દુઃખપૂર્ણ અને સર્વવિનાશમાં જોતો હતો.

દેવરમણ ઉદ્યાનમાં બેઠેલાં સીતાજી ભવિષ્યને પ્રકાશમય, સુખપૂર્ણ અને નૂતન સર્જનમાં જોતાં હતાં. હનુમાનના આગમને સીતાજીની સર્વ નિરાશાઓને ખંખેરી નાખી હતી. સીતાજીની કલ્પનાસૃષ્ટિમાં આશાઓનાં ધાડેધાડાં ઉતરી પડયાં હતાં. 'શ્રી રામ અને લક્ષ્મણ આવશે....ઘોર સંગ્રામમાં રાવણ હણાશે...શ્રી રામ મારા પ્રાણનાથ....આવીને મને અયોધ્યા લઈ જશે!' આ સર્જનના માળખામાં અનેક અવાંતર આકારો તેઓ બાંધી રહ્યાં હતાં.

હવે તેઓ રોજ ભોજન કરતાં હતાં. પંચપરમેષ્ઠિના ધ્યાનમાં એકાગ્ર બનતાં હતાં અને મુખ ઉપર પ્રસન્નતા ધારણ કરતાં હતાં.

હનુમાન ?

સીતાજીના મુગટની મૂડી કમાઈને હનુમાને કિષ્કિન્ધિ તરફ આકાશમાર્ગે પ્રયાણ આદર્યું....પણ જતાં જતાં તેમની નૂતન ધર્મપત્નિ લંકાસુંદરીને મળતા ગયા હતા. લંકાસુંદરીને પુનઃ અવિલંબ લંકા આવવાનું આશ્વાસન આપી, તેઓ

નીકળ્યા હતા. માર્ગમાં ક્યાંય રોકાયા વિના...ક્યાંય તોફાન મચાવ્યા વિના સીધા કિષ્કિન્ધિ પહોંચ્યું હતું.

જ્યારે હનુમાનનું આકાશયાન કિષ્કિન્ધિ ઉપર ચકરાવા લેતું આવી પહોંચ્યું હશે ત્યારે શ્રી રામ લક્ષ્મણ અને ભામંડલ વગેરેના મનની શું સ્થિતિ થઈ હશે, તેનું વર્ણન કોઈ પ્રાચીન ગ્રંથમાં મળતું નથી !

શ્રી રામ !

કિષ્કિન્ધિનગરના ભવ્ય ઉદ્યાનમાં શોકાકુલ રામ !

મા વગરના વાછરડા જેવો વલવલાટ કરતા લક્ષ્મણ....

હનુમાનજીની સહુ રાહ જોઈ રહ્યા હતા. લંકામાં સીતાજીને મળી, તેમનો મુગટ લઈ પાછા આવવાનું હતું. સુગ્રીવ વગેરે આ કાર્યને કપરૂં સમજતા હતા. તેમની સમજણ અર્થહીન ન હતી. રાવણ અને એની લંકાથી સુગ્રીવ આદિ રાજાઓ સુપરિચિત હતા.

હનુમાનનું આકાશયાન જ્યારે કિષ્કિન્ધિના ઉદ્યાનમાં ઉતર્યું ત્યારે લક્ષ્મણજી બોલી ઉઠયા 'હનુમાન આવી ગયા !'

શ્રી રામ ઉભા થઈ ગયા. દોડતા આવતા હનુમાનની સામે શ્રી રામ દોડયા....ભેટી પડયા....હનુમાને શ્રી રામનાં ચરણે નમન કરી, સીતાજીએ આપેલો મુગટ બે હાથે બહુમાનપૂર્વક રામને આપ્યો. રામ મુગટને જોતાં જ છાતી-સરસો મુગટ દબાવી આંખો બંધ કરી બે મિનિટ મૌન રહી ગયા. જાણે સાક્ષાત્ સીતાનું મિલન થયું હોય તેવો અવર્ણનીય આનંદ રામે અનુભવ્યો.

સહુ વૃક્ષોની ઘટામાં બેઠા.

હનુમાન શ્રી રામનાં ચરણોમાં બેસી ગયા.

"કહો, સીતા કુશળ છે ?"

'નાથ, સીતા કેવી રીતે કુશળ હોય ? આપના વિના પાણી વિનાની મીનની જેમ તરફડે છે...નિરંતર રામ-નામ જપ્યા કરે છે...."

'તમે મારી મુદ્રિકા આપી ત્યારે....?'

'મેં અદૃશ્ય રહીને દેવીના ઉત્સંગમાં મુદ્રિકાને નાખી હતી...મુદ્રિકાને જોતાં જ દેવી આશ્ચર્યમાં પડી ગયાં.... ચારેકોર જુએ...કોઈ દેખાયું નહીં....વારંવાર વીંટીને હાથમાં લઈ છાતીએ લગાવતાં દેવી અવર્ણનીય આનંદ અનુભવવા લાગ્યાં !'

'પછી ?'

"પછી તો ત્યાં લંકાની પટ્ટરાણી મંદોદરી આવી.... રાવણની દલાલી કરવા ! આહા, દેવીએ પટ્ટરાણીને શું વાણી સંભળાવી છે ! મંદોદરી વિલખી પડીને ગઈ....પછી હું દેવીની સામે ગયો....નમન કર્યું ને આપનો સંદેશો આપ્યો.

'પછી શું બન્યું ?'

'મેં દેવીનો મુગટ માગ્યો....દેવીએ આપ્યો....હા, એકવીસ દિવસથી દેવીએ ભોજન જ નહીં કરેલું....'

શું એકવીશ દિવસના ઉપવાસ ?'

'હા જી, જ્યાં સુધી આપના સમાચાર ન મળે ત્યાં સુધી અન્નનો ત્યાગ કરી દીધેલો.... મેં આગ્રહ કરીને પારણું કરાવ્યું....'

'ત્યાં સુધીમાં રાવણને તમારી કોઈ ખબર જ ન મળી ?'

'નહીં, હું લંકામાં પ્રવેશીને લંકાસુંદરીને પરણ્યો, પછી બિભીષણને મળ્યો. ત્યારબાદ દેવીના ઉદ્યાનમાં ગયેલો !'

હનુમાનજીએ લંકાસુંદરી સાથેના લગ્નનું પ્રકરણ કહ્યું. સહુ પ્રસન્ન થઈ ગયા... બિભીષણ સાથેની વાતચિતથી સહુ પ્રભાવિત થયા....અને જયારે હનુમાનજીએ અક્ષકુમારનો વધ, ઈન્દ્રજીત સાથે યુદ્ધ, નાગપાશનું બંધન, રાવણ સાથે મુલાકાત....ગરમાગરમ ચર્ચા....અંતે રાવણના મુગટને લાત મારી તોડી નાખવાનું સાહસ....આ બધું સાંભળ્યું ત્યારે લક્ષ્મણજીની છાતી ગજગજ ફૂલવા લાગી, તેઓ હનુમાનને ભેટી પડયા અને ખૂબ ધન્યવાદ આપ્યા. શ્રી રામે કહ્યું :

'હનુમાન, તમે સાચે જ મહાન પરાક્રમી, સન્નિષ્ઠાવાન અને કર્તવ્યપરાયણ મિત્ર છો. તમારા જવાથી દેવી વૈદેહીને કેટલી શાંતિ મળી ! કેટલી આશા બંધાણી....! અને દુષ્ટ રાવણને પણ ખ્યાલ આવી ગયો કે યુદ્ધમાં કોનો સામનો કરવાનો છે ?'

સુગ્રીવ હનુમાનને નગરમાં લઈ ગયા. સ્નાન....ભોજન આદિ કરાવી હનુમાનને થોડો સમય વિશ્રામ કરવાનું કહી

સુગ્રીવ ઉદ્યાનમાં આવ્યા. લક્ષ્મણજીએ કહ્યું :

'સુગ્રીવરાજ, હવે અવિલંબ લંકાપ્રયાણની તૈયારી કરવી જોઇએ.'

'જેવી આજ્ઞા.' સુગ્રીવે લક્ષ્મણજીની આજ્ઞા વધાવી લીધી.

એ જ સંધ્યાએ કિષ્કિન્ધિના ઉદ્યાનમાં વિદ્યાધર રાજાઓની વિચાર–પરિષદ મળી અને લંકાપ્રયાણની પૂર્વ તૈયારી અંગે વિચાર–વિમર્શ થયો. સૈન્યની સર્વ જવાબદારી સુગ્રીવને સોંપવામાં આવી. મહેન્દ્ર, વિરાધ, ભામંડલ વગેરે રાજાઓએ પોતાની રાજધાનીઓમાં અંગત માણસોને મોકલી સૈન્ય બોલાવી દીધું.

કિષ્કિન્ધિનગર, યુદ્ધની તડામાર તૈયારીઓમાં દિન–રાત સુચી પડ્યું.



# ૭૭ : લંકા-પ્રયાણ

યુદ્ધની પ્રચંડ તૈયારીઓ થવા લાગી.

કિષ્કિન્ધિનો આસપાસનો પ્રદેશ આકાશયાન, હાથી, ઘોડા રથ....વગેરે લાખો વાહનોથી વ્યાપ્ત બની ગયો. લાખો સુભટો અને કરોડો શસ્ત્રો ઠલવાવા લાગ્યાં. વાહનો, શસ્ત્રો અને સુભટોની વ્યવસ્થા ચંદ્રરશ્મિ કરી રહ્યો હતો. સુગ્રીવ, ભામંડલ, પ્રસન્નકીર્તિ, વિરાધ અને હનુમાન યુદ્ધ-પ્રયાણનો માર્ગ, યુદ્ધની વ્યુહ-રચના અને યુદ્ધના પ્રકારોનો વિચાર-વિમર્શ કરી રહ્યા હતા. નલ-નીલ જાંબવાન, અને અંગદ વગેરે સુભટોની વચ્ચે ફરી યુદ્ધનો જુસ્સો પ્રગટાવી રહ્યા હતા અને શા માટે આપણે યુદ્ધ માટે પ્રયાણ કરીએ છીએ, એ સમજાવી રહ્યા હતા. જ્યારે શ્રી રામ અને લક્ષ્મણ સમગ્ર પરિસ્થિતિનું ગંભીર અધ્યયન કરી સુગ્રીવ વગેરેને સુયોગ્ય સૂચનો આપી રહ્યા હતા. અલ્પ દિવસોમાં સમગ્ર તૈયારી થઈ ગઈ, ચન્દ્રરશ્મિએ યુદ્ધપ્રયાણ કરવા માટે શ્રી રામને વિનંતિ કરી....

એક પ્રભાતે....

લાખો હૈયાં યુદ્ધ-ભેરીને નાદે નાચી ઉઠયાં....

તારા રાણીએ શ્રી રામ-લક્ષ્મણને તિલક કર્યાં.... અક્ષતથી વધાવ્યા અને આરતી ઉતારી. રાજ-પુરોહિતે શુભ લગ્ને પ્રયાણનો આદેશ આપ્યો ... અને પ્રયાણ આરંભાયું.

સમગ્ર સૈન્યને અવકાશયાનમાં ગોઠવી દેવામાં આવ્યું હતું.

હજારો વિરાટકાય અવકાશયાનોમાં સુભટો, રથો, હાથી, ઘોડા....શસ્ત્રો ખડકાયાં હતાં.

અગ્રભાગે શ્રી હનુમાનનું વિમાન ગતિ કરી રહ્યું હતું. હનુમાનની સાથે નલ-નીલ અને જાંબવાન ગોઠવાયા હતા. તેમની પાછળ ભામંડલનું શણગારેલું વિમાન ઉડી રહ્યું હતું. ભામંડલના પડખે રાજા મહેન્દ્ર અને પ્રસન્નકીર્તિ બેઠા હતા.

ત્યારબાદ સુભટોથી ભરેલ એક હજાર આકાશયાનો ઉડી રહ્યાં હતાં. બરાબર તે કાફલાની પાછળ જ ચંદ્રરશ્મિનું ચંદ્રાકાર વિમાન ગતિશીલ હતું. એની પાછળ બીજા એક એક હજાર વિમાન શસ્ત્રોના ભંડાર લઈને ચાલી રહ્યાં હતાં. એ પછી વિરાધનું નાનકડું વિમાન ચોકી કરતું ઉડી રહ્યું હતું. એ વિમાનથી થોડા અંતરે બે હજાર વિમાનો હાથી ઘોડા અને રથ લઈને ઉડતાં હતાં.

ત્યાર પછી એક ભવ્ય દેદીપ્યમાન વિમાન શ્રી રામ-લક્ષ્મણને લઈ ઉડતું હતું. તેમની પાછળ ચુનંદા એક લાખ સુભટોને લઈ એક હજાર વિમાનોનું નેતૃત્વ કરતો

સુગ્રીવ ઉડી રહ્યો હતો. સહુની પાછળ સો વિમાનો સૈન્યના પરિચારકોના કાફલાને લઇને ચાલ્યાં આવતાં હતાં.

સહુને જેમ યુદ્ધનો જુસ્સો હતો તેમ લંકા જોવાનો પણ તલસાટ હતો. જયારે હનુમાનજીને તો માર્ગમાં આવતા રાજાઓને પરાજિત કરી સૈન્યમાં તેમની પણ ભરતી કરવાનો સંકલ્પ હતો.

સૈન્ય સમુદ્ર ઉપરથી પસાર થઈ રહ્યું હતું.

આ સમુદ્રના અધિપતિ હતા રાજા સેતુ અને સમુદ્ર. સમુદ્રની મધ્યમાં વેલંધર પર્વત ઉપર વેલંધર-નગરમાં તેમની રાજધાની હતી. તેમણે આ વિરાટ સૈન્યને આકાશ માર્ગે જતું જોયું....તૂર્ત તેમણે યુદ્ધની ભેરી વગડાવી અને સૈન્યના અગ્રભાગે યુદ્ધ ચાલુ કરી દીધું.

અગ્રભાગે હનુમાન હતા. એ કદાચ એ રાજાઓ જાણતા નહીં હોય કે જાણવા છતાં ઉપેક્ષા કરી હશે! હનુમાને પડકાર ઝીલી લીધો....પણ સાથે બેઠેલા નલ અને નીલે હનુમાનને રોકીને કહ્યું :

'તમારૂં કામ લંકાના સીમાડે છે, અહીં અમે કામ પતાવીએ!'

અવકાશમાં જ યુદ્ધ જામી પડયું...સમુદ્ર અને સેતુની સામે નલ અને નીલ જામી પડયા. હજુ સૈન્ય યુદ્ધ આરંભે એ પૂર્વે તો નલે સમુદ્રને બાંધી લીધો અને નીલે સેતુને બાંધ્યો! હનુમાને કહ્યું :

'આ પહેલી પ્રસાદી શ્રી રામના ચરણે ધરી આવો!'

બંને રાજાઓને લઈ નલ નીલ શ્રી રામ-લક્ષ્મણના વિમાન પાસે આવ્યા.

'આ બે ઉદ્ધત રાજાઓએ આપણા સૈન્યના અગ્રભાગે યુદ્ધ કરી આપણી ગતિ રોકી હતી. તેમને અમે આપની સામે ઉપસ્થિત કર્યા છે.'

બંને રાજાઓ શ્રી રામનાં ચરણોમાં નમી પડયા. શરણાગતિ સ્વીકારી. શ્રી રામે બંને રાજાઓને બંધનમુક્ત કર્યા અને એમનું રાજ્ય એમને પાછું આપ્યું.

મહાન્ પુરૂષો, શત્રુ પણ જ્યારે પરાભૂત બનીને નમી પડે છે ત્યારે તેના પર કૃપાળુ બને છે.

રાજા સમુદ્રે વિનંતિ કરી.

'કૃપાનાથ, આજની રાત વેલંધરપુરમાં બિરાજો. કાલે પ્રભાતે પ્રયાણ કરશો.'

શ્રી રામે રાજા સમુદ્રની વિનંતિ માન્ય કરી. નલ-નીલ સાથે હનુમાનને સંદેશ મોકલ્યો કે 'સૈન્યને નીચે ઉતારો.'

વેલંધરપર્વત સૈન્યથી છવાઈ ગયો.

શ્રી રામને સપરિવાર રાજમહેલમાં લઈ જઈ સમુદ્રે પ્રાર્થના કરી :

'કૃપાળુ, મારી ત્રણ રૂપાભિરામ કન્યાઓ સાથે પાણિગ્રહણ કરી મને કૃતાર્થ કરો.'

શ્રી રામની આજ્ઞાથી લક્ષ્મણજી સાથે ત્રણ કન્યાઓનું લગ્ન કરવામાં આવ્યું. પ્રયાણની પ્રથમ રાત્રિ ત્યાં વીતાવી.

બીજા દિવસે પ્રભાતે સૈન્ય આગળ વધ્યું. રાજા સમુદ્ર અને સેતુ પણ પોતાના સૈન્ય સાથે યુદ્ધપ્રયાણમાં જોડાયા. બંને રાજાઓને હનુમાનના વિમાનમાં સ્થાન આપવામાં આવ્યું. રાજા સમુદ્રે હનુમાનને કહ્યું :

'આગળ સુવેલાદ્રિ ઉપર સુવેલ નામનો પરાક્રમી રાજા છે, જો એને જીતી લેવામાં આવે તો આપણને ઉપયોગી બનશે.'

હનુમાને સૂચન વધાવી લીધું. વિમાનો સુવેલાદ્રિ ઉપર આવ્યા કે તૂર્ત હનુમાને યુદ્ધની ભેરી વગડાવી. રાજા સુવેલે પડકાર ઝીલ્યો....હજારો સુભટો સાથે તેણે આકાશમાં જ સખ્ત હુમલો કર્યો. ભામંડલે પોતાના વિમાનને હનુમાનના વિમાન પાસે લઈ જઈ કહ્યું :

'સુવેલને હું જ સમજી લઈશ!'

'ભલે,' હનુમાને સંમતિ આપી. ભામંડલ અને સુવેલ વચ્ચે ઘોર સંગ્રામ ખેલાવા માંડ્યો. સુવેલના સુભટોને નલ-નીલે ભગાડી મૂક્યા. ભામંડલે સુવેલને અલ્પ સમયમાં જ યુદ્ધકેદી બનાવી લીધો.

રાજા સુવેલને પણ શ્રી રામ પાસે લઈ જવામાં આવ્યો. તેણે શરણાગતિ સ્વીકારી, એક રાત્રી સુવેલાદ્રિ પર વીતાવી આગળ પ્રયાણ કરવામાં આવ્યું.

હનુમાને શ્રી રામને કહ્યું :

'અહીંથી આગળ હંસદ્વીપ આવે છે ત્યાંથી લંકા.

નજીક છે; માટે આપણે હંસદ્વીપના રાજા હંસરથને જીતી હંસદ્વીપ ઉપર જ સૈન્યનો પડાવ નાંખીએ, વ્યૂહની દૃષ્ટિએ એ જગા અગત્યની છે.'

સુગ્રીવે હનુમાનની વાતમાં સંમતિ આપી. શ્રી રામે હંસદ્વીપ ઉપર રહેવાની અનુમતિ આપી. સૈન્ય હંસદ્વીપ તરફ ઉપડયું. હંસરથને સમાચાર મળી ગયા હતા. તેણે યુદ્ધની તૈયારી કરી જ રાખી હતી. હનુમાને નલ અને નીલને હંસરથ પાસે મોકલ્યા. વિના યુદ્ધ હંસરથ જો શરણે આવી જાય તો યુદ્ધ ટાળી શકાય. નલ-નીલની સમજુતીથી હંસરથ શ્રી રામના શરણે આવ્યો અને બહુમાનપૂર્વક રામ-લક્ષ્મણને નગરમાં લઈ ગયો. હંસદ્વીપ પર વ્યવસ્થિત સૈન્યનો પડાવ નાખવામાં આવ્યો. ચારે બાજુ સખત સુરક્ષા કરી દેવામાં આવી. સુરક્ષાનો ભાર ચંદ્રરશ્મિ અને નલ-નીલને સોંપાવામાં આવ્યો.

શ્રી રામ અને લક્ષ્મણ વિશાળ સૈન્ય સાથે હંસદ્વીપ સુધી આવી ગયાના સમાચાર રાવણને મળી ગયા.

લંકાની શેરીએ શેરીએ રામસૈન્યની વિવિધ વાતો પૂર-જોશમાં ચાલવા લાગી. લંકામાં ભારે ખળભળાટ મચી ગયો.

રાવણે તૂર્ત યુદ્ધ-પરિષદ બોલાવી. કુંભકર્ણ, બિભીષણ ઈન્દ્રજીત, હસ્ત, પ્રહસ્ત, મારીચ, સારણ વગેરે પરાક્રમી વીરો સાથે વિચાર-વિમર્શ કર્યો. મારીચે કહ્યું :

'શ્રી રામના સૈન્યમાં અનેક વિદ્યાધર રાજાઓ જોડાયા છે. વાનરદ્વીપનો અધિપતિ સુગ્રીવ, વાલીપુત્ર ચંદ્રરશ્મિ, પાતાલલંકાનો રાજા વિરાધ મહેન્દ્રપુરના વયોવૃદ્ધ રાજા મહેન્દ્ર, ભામંડલ, રાજા સમુદ્ર અને સેતુ....વગેરે ઉપરાંત વીર હનુમાન, નલ–નીલ વગેરે હજારો.. લાખો સુભટો સાથે શ્રી રામ હંસદ્વીપ પર બેઠા છે. આ નિવેદન કરવાનું મારૂં પ્રયોજન આપણી તૈયારીઓ છે! આપણે ખૂબ ચોકસાઈપૂર્વક તૈયારીઓ કરવી જોઈએ.'

મારીચની વાત સાંભળી દશમુખે કહ્યું :

'યુદ્ધની ભેરીઓ વગડાવો. એક એક રાક્ષસ સુભટ એ વાનરોનો કવળ કરી જશે. મારો એક એક વીરસેનાની રામની સેનાનો સંહાર કરવા શક્તિમાન છે. તમે સહુ અવિલંબ યુદ્ધની તૈયારી કરો.'

બધી વાતો શાંતચિત્તે સાંભળી રહેલો બિભીષણ ઉભો થયો અને નમન કરી કહ્યું :

'રાક્ષસવંશભૂષણ! કૃપા કરો. મારાં બે વચન સાંભળી એના પર ગંભીર વિચાર કરો, એવી મારી પ્રાર્થના છે.

સર્વ પ્રથમ તો એ વિચારો કે પરસ્રીનું અપહરણ કરવાનું જે પગલું ભરવામાં આવ્યું છે, તે શું વિચાર–પુર્વક ભરવામાં આવ્યું છે? શું એ આ લોક અને પરલોકમાં વિનાશ કરનારૂં કૃત્ય નથી? શુ આ કૃત્યથી

આપણું કુળ કલંકિત થયું નથી ? સાચે જ, આ કૃત્યથી મને ઘણું દુઃખ થયું છે....શરમથી મારૂં મસ્તક ઝુકી જાય છે. અસંખ્ય વર્ષના રાક્ષસવંશના ઈતિહાસમાં આવું શરમજનક કૃત્ય કોઇએ કર્યું નથી....ખેર, હજુ બગડી ગયું નથી. પોતાની પત્નીને લેવા શ્રી રામ આવી રહ્યા છે, એમને તેમની પત્ની સોંપી દેવાનું આતિથ્ય કરો, એમાં આપણી અપકીર્તિ થઈ જવાની નથી; કે આપણા પરાક્રમને કલંક લાગી જવાનું નથી, હા, એથી ભૂલ સુધરી જશે અને શ્રી રામ-લક્ષ્મણ સાથે આપણી મિત્રતા બંધાશે.

જો તમે જીદ્દ કરીને સીતાને બહુમાનપૂર્વક પાછી નહી સોંપો તો રામ યેનકેન પ્રકારેણ સીતા મેળવીને જ રહેશે. એટલું જ નહી સમગ્ર કુલનો નાશ કરશે....તમે અને તમારા પક્ષકારો સહુ યુદ્ધની આગમાં હોમાઈજશો. ભલે મારિચ-સારણ વગેરે તમને સાચી સલાહ ન આપે, તમારા અન્યાયી કૃત્યને વખોડી ન નાંખે, પણ હું તો તમારો અનુજ બંધુ છું, મારે તમને સાચી સલાહ આપવી જ રહી. ભલે એ તમને કદાચ ન ગમે....

જો મારી વાત ગમતી હોય તો યુદ્ધનો વિચાર પડતો મૂકો અને રામ-લક્ષ્મણનું આતિથ્ય કરવાની તૈયારી કરો. નહીંતર ? રામ-લક્ષ્મણના ચરણોનો દાસ બની રહેલા હનુમાનનું જોયું પરાક્રમ...? ને અનુભવ્યો એનો સાહસિક પુરુષાર્થ ? મોટાભાઈ, આમ કહીને હું

તમારા પરાક્રમની અપકીર્તિ નથી કરતો, પરંતુ એક સનાતન સત્ય સમજાવું છું કે અંતિમ વિજય બળનો નથી થતો, સત્ય અને ન્યાયનો થાય છે, એ ન ભૂલશો કે સત્ય અને ન્યાય તમારા પક્ષે નથી....

ઇંદ્રની સંપત્તિ અને વૈભવ કરતાં તમારાં સંપત્તિ અને વૈભવ અધિક છે....એક પરસ્ત્રીના કારણે શા માટે એ બધું હારી જાઓ છો ?'

રાવણ ઉત્તેજનાથી બધું સાંભળી રહ્યો હતો. ઇંદ્રજિત ઉછળી પડયો....

'તમે જન્મથી જ ભીરૂ છો....તેમ જ સર્વકુલનો નાશ નોતર્યો છે. પિતાજી પર પ્રહારો કરી....તમે બતાવી રહ્યા છો કે તમે પિતાજીના ભાઇ નથી....દશમુખ જેવા સમ્રાટનો અનુજ આવી ભીરૂતા બતાવે ? વિદ્યાધરેંદ્ર ઇંદ્રના જે વિજેતા છે અને સર્વસંપત્તિના જે નેતા છે.... એવા પિતાજી માટે તમે કેવી હીન કલ્પનાઓ કરી રહ્યા છો ? તમારે શરમાઈ જવું જોઈએ....તમને આજ સુધી પિતાતુલ્ય સમજતો ને માનતો આવ્યો છું. એટલે કહેતા જિહ્વા અચકાય છે....બાકી કહું છું કે તમેજ કુલના સંહારક છો. પહેલાં તમે જ પિતાને જૂઠું બોલીને ઠગ્યા હતા. દશરથનો વધ કરવાની, લંકાની રાજસભામાં પ્રતિજ્ઞા કરીને ગયા હતા ને ? વધ કર્યા વિના પાછા આવ્યા ને પિતાજીને કહ્યું : 'હું વધ કરી આવ્યો છું....કેવી વંચના....! કેવો દંભ ?

હવે એ દશરથપુત્રને તમે બચાવવા નિકળ્યા છો, ખરું ને ! એ ભૂચરોનો ભય બતાવો છો. તમને જરાય શરમ નથી ! તમારી સમક્ષ ગુપ્ત મંત્રણા કરવી તે પણ ઉચિત નથી.' રાવણ તરફ ફરીને ઈંદ્રજિતે કહ્યું : 'પિતાજી એમને મંત્રણામાંથી બહાર કરો.'

બિભીષણનાં નેત્ર ક્રોધથી લાલ થઈ ગયાં. તે બોલ્યો:

'શત્રુના પક્ષે હું નથી પણ પુત્રરૂપે શત્રુ તું જન્મ્યો છે....તું કુલનો નાશ કરી રહ્યો છે....મહાન્ ઐશ્વર્ય અને સુંદરીના મોહમાં અંધ બનેલા તારા પિતાનો પક્ષ કરીને તું શું કુલનાશ નથી કરી રહ્યો ? મૂઢ, હજું તને ધાવણના દાંત છે, તું શું સમજે છે ?' બિભીષણ રાવણ તરફ ફરીને બોલ્યો :

'રાજન્, આ પુત્રથી અને તમારા દુશ્ચરિત્રથી સર્વનાશ થશે....અવિલંબ પતન થશે....'

અભિમાની રાવણ.. બિભીષણનાં તીક્ષ્ણ વાગ્બાણો સહન ન કરી શકયો. તેના ક્રોધે માઝા મૂકી દીધી. ભીષણ ખડ્ગ લઈ તે બિભીષણ તરફ ધસ્યો. બિભીષણે ભીષણરૂપ ધારણ કર્યું, પાસેનો પાષાણસ્તંભ ઉખેડી નાંખી, સ્તંભને ઉપાડી રાવણ સામે દોડયો. બે મદોન્મત્ત હાથીઓ એકબીજાનો વધ કરવા તૈયાર થયા. પરંતુ તૂર્ત જ કુંભકર્ણ અને ઈન્દ્રજિત વચ્ચે પડયા. કુંભકર્ણ બિભીષણને પકડી એના આવાસમાં
૬ લઈ ગયો. ઈન્દ્રજિત રાવણને તેના નિવાસે લઇ ગયો.

લંકાના પતનની આ આગાહી હતી. ગૃહકલેશે પતનનાં એંધાણ આપ્યાં. બિભીષણની ન્યાયનિષ્ઠા રાવણને ન ગમી. રાવણનું, અવિચારીપણું બિભીષણને ન રુચ્યું.

બિભીષણ રાવણના પ્રખર પ્રતાપમાં ન અંજાયો. તેણે શ્રી રામ સામે યુદ્ધ કરવાની સ્પષ્ટ ના પાડી દીધી....

રાવણે બિભીષણને આજ્ઞા કરી :

'મારી નગરી છોડીને ચાલ્યો જા. પોતાના જ આશ્રય પર અંગારો ફેંકનાર મારે ન જોઈએ.'

બિભીષણ માટે હવે બીજો કોઈ વિકલ્પ ન હતો. લંકાના સામ્રાજ્ય પર બિભીષણનો પણ અધિકાર હતો. પણ તેણે ન્યાય, નીતિ અને નિષ્ઠાની ખાતર સર્વસ્વનો ત્યાગ કરવાનું સ્વીકાર્યું.

બિભીષણને કોણ સમજાવવા જાય? ઈંદ્રજિત અને મેઘવાહન તો રાવણના જ પક્ષે બેઠેલા હતા. જ્યારે મારિચ વગેરે સામંતો અને મંત્રીઓ બિભીષણની વાતનો હૃદયથી સ્વીકાર કરતા હતા; પરંતુ રાવણને ત્યજી દેવાનું તેમનું મનોબળ ન હતું.

બિભીષણે લંકાનો ત્યાગ કર્યો.

લંકાની પ્રજાને ત્યારે રાજકુલના આંતરિક ક્લેશની ખબર પડી. પ્રજાની સહાનુભૂતિ બિભીષણ તરફ ઢળી, પણ રાવણનો વિરોધ કરી નાશ વહોરવા કોણ તૈયાર થાય? ભૌતિક વૈભવમાં રાચવામાં ટેવાયેલી પ્રજા સત્ય ખાતર બધું

જતું કરવા તૈયાર ન હતી.

બિભીષણે શ્રી રામના સાન્નિધ્યમાં જવાનો સંકલ્પ કરી હંસદ્વીપની દિશા પકડી.

હંસદ્વીપમાં લંકાના રાજકુલના કલહનો વૃત્તાંત ચરપુરુષો દ્વારા પહોંચી ગયો હતો. પરંતુ બિભીષણ શ્રી રામ પાસે આવશે તેનો ખ્યાલ કોઈને નહોતો આવ્યો.

આકાશમાર્ગે બિભીષણ હંસદ્વીપ પર આવી પહોંચ્યે.

બીજી બાજુ લંકામાંથી બિભીષણના ગયા પછી લંકાના સૈન્યમાં ખળભળાટ મચી ગયો. સૈન્યના વિભાગ પડી ગયા. ....બિભીષણની પવિત્ર છાયા અને દીર્ઘદૃષ્ટિ સૈન્ય પર ઘેરી અસર પડતા હતી. 'બિભીષણ લંકાપતિને છોડી લંકાની બહાર ચાલ્યા ગયા છે,' એ સમાચાર મળતાં જ સૈન્યની પ્રથમ કક્ષાની ત્રીસ અક્ષૌહિણી સેના (જેમ વર્તમાનમાં ડીવી-ઝન કહેવાય છે) બિભીષણનો પક્ષ લઈ, લંકાની બહાર નિકળી ગઈ; અને બિભીષણના આદેશની પ્રતીક્ષા કરતી ઉભી.

અચાનક બિભીષણને હંસદ્વીપ પર જોઈને સુગ્રીવ વગેરે ચમકી ગયા. સુગ્રીવે ભામંડલને કહ્યું :

'હું આ રાક્ષસકુલથી સુપરિચિત છું ભૂત-ડાકણ પર હજુ વિશ્વાસ મૂકાય, આ લોકો પર નહીં....'

તેઓ શ્રી રામ પાસે ત્વરાથી પહોંચ્યા. ત્યાં હનુમાન મહેન્દ્ર, નલ-નીલ વગેરે હાજર હતા. ત્યાં દ્વારપાલે પ્રવેશ કરીને શ્રી રામને પ્રણામ કર્યા. અને સંદેશો આપતા કહ્યું :

'દશરથનંદનની સેવામાં બિભીષણ ઉપસ્થિત થવા દ્વાર બહાર ઉભા છે, આપની અનુજ્ઞા હોય તો તેઓ આવે.'

શ્રી રામે સુગ્રીવ તરફ જોયું, સુગ્રીવે કહ્યું :

'સ્વામિન્, રાક્ષસોની પ્રકૃતિ જન્મથી જ માયાવી હોય છે...ક્ષુદ્ર હોય છે. છતાં બિભીષણ આવ્યા છે, તો ભલે આવે, જેવા પડશે તેવા દેવાશે !'

ત્યાં એક વયોવૃદ્ધ અનુભવી વિશાળ નામનો વિદ્યાધર ઉપસ્થિત હતો, જે લંકાના રાજકુલને તેમાં ય બિભીષણને સારી રીતે ઓળખતો હતો, તેણે શ્રી રામને પ્રણામ કરીને વિનયપૂર્વક કહ્યું :

'નાથ, મહારાજા સુગ્રીવે કહ્યું તે સમગ્ર રાક્ષસકુળના માટે છે. તેમાં બિભીષણ અપવાદરૂપ છે. બિભીષણ સાચેજ મહાત્મા છે. ધાર્મિક વૃત્તિના છે અને ન્યાયનિષ્ઠ છે. સમગ્ર રાક્ષસકુલમાં આ જ એક પુરૂષ સત્યના આગ્રહી અને ન્યાય ખાતર સર્વસ્વનો ત્યાગ કરનાર મહાપુરુષ છે.

લંકાની છેલ્લામાં છેલ્લી પરિસ્થિતિથી હું જ્ઞાત છું. ગઈ કાલે જ લંકામાં રાવણ અને બિભીષણ વચ્ચે ભયંકર કલહ થયો હતો. બિભીષણે સીતાને બહુમાનપૂર્વક આપને સોંપી દઈ, લંકામાં આપનું આતિથ્ય કરવાની સલાહ આપી, તેમાંથી આ કલહ પેદા થયો...છેવટે રાવણે બિભીષણને લંકા ત્યજી ચાલ્યા જવા આજ્ઞા કરી....અને બિભીષણ આપની સેવામાં ઉપસ્થિત થવા અહીં આવ્યા છે....છેલ્લા સમાચાર મુજબ લંકાની સેનામાંથી ૩૦ અક્ષૌહિણી સેના બિભીષણની પાછળ, લંકાની બહાર નીકળી બિભીષણના

આદેશને અનુસરવા ઉભી છે, માટે આપ નિઃશંક બની બિભીષણને બોલાવો. તેવી મારી વિનંતિ છે.'

વિશાળની વાત સાંભળી શ્રી રામને પ્રતીતિ થઈ. તેમણે દ્વારપાલને કહ્યું :

'એ ધર્માત્મા બિભીષણને સન્માનપૂર્વક લઈ આવો.'

બિભીષણે પ્રવેશ કરી શ્રીરામનાં ચરણોમાં મસ્તક મૂકી વંદના કરી. શ્રી રામે સૂર્ત બિભીષણના બાહુ પકડી, બિભીષણને ઉભા કર્યા અને ભેટી પડયા.

બિભીષણે કહ્યું :

'હે દશરથનંદન, અન્યાયના ઉન્માર્ગે ચઢેલા મારા અગ્રજનો ત્યાગ કરી, તમારા પાસે આવ્યો છું. આપ મને આપનો ભક્ત સમજો. સુગ્રીવને જેમ આપ આજ્ઞા કરો છો, તેમ મને આજ્ઞા ફરમાવો.'

શ્રી રામ બિભીષણની નમ્રતા, સભ્ય ભાષા અને સૌમ્યમુખાકૃતિ પર પ્રસન્ન થઈ ગયા, તેમણે કહ્યું :

'હે ધર્માત્મા! તમારી સત્યપ્રિયતા અને ન્યાયનિષ્ઠાની પ્રશંસા મેં સાંભળેલી, આજે તમે એની કસોટીમાં ઉત્તીર્ણ થયા છો....હું પ્રસન્ન થયો છું. આજે જ તમને લંકાનું સામ્રાજ્ય આપું છું. લંકાના અધિપતિ તમે!'

સુગ્રીવ, હનુમાન અને ભામંડલની ત્રિપુટી બિભીષણને લઈ ભોજનકુટિરમાં ગઈ, અને યુદ્ધવ્યૂહ અંગે વાર્તાલાપ આરંભ્યો, શ્રી રામ અને લક્ષ્મણ ભોજનાદિથી નિવૃત્ત થઇ, વાર્તાલાપમાં જોડાયા.

## પ્રથમ દિવસ

[પ્રથમ દિવસના યુદ્ધનું સુકાન નલ-નીલની બાંધવ બેલડીને શ્રી રામ સોંપે છે.

રાવણ હસ્ત-પ્રહસ્ત નામના વીર રાક્ષસ સેનાપતિને પ્રથમ દિવસના યુદ્ધનું સંચાલન સોંપે છે.

પરાક્રમી નલ હસ્ત-રાક્ષસનો વધ કરે છે. ત્યારે પ્રહસ્ત નીલના હાથે યમલોક પહોંચે છે. હનુમાન અને પ્રસન્ન-કીર્તિ રણશૂરા બની રાક્ષસ-સૈન્યની ભારે ખૂવારી કરે છે...ત્યારે છેલ્લા પ્રહરમાં રાક્ષસસૈન્ય રામ-સૈન્યમાં હાહાકાર ફેલાવી દે છે. અને સૂર્ય અસ્ત થાય છે.]

[ ૧ ]

હંસદ્વીપ પર આઠ દિવસ થયા.

આઠ દિવસમાં સુગ્રીવ, હનુમાન તથા ભામંડલે યુદ્ધની તૈયારીઓને આખરી રૂપ આપી દીધું. બિભીષણ સુગ્રીવ વગેરેના બુદ્ધિચાતુર્યને જોઈ પ્રસન્ન થઈ ગયો, સુગ્રીવે શ્રી રામને કહ્યું :

'બધી જ તૈયારીઓ થઈ ચૂકી છે, હવે આપણે લંકાના દ્વાર ખખડાવવા જોઇએ.'

'પ્રયાણ આરંભી દો.' શ્રી રામે આજ્ઞા કરી. યુદ્ધની ભેરીઓ બજી ઉઠી....લાખો સૈનિકોના જયનાદે લંકાને ધ્રુજાવી દીધી. અલ્પ સમયમાં જ લંકાના સીમાડે વીસ યોજન ભૂમિમાં શ્રી રામની સેનાએ ઉતરાણ કર્યું....એક યુદ્ધનગર જ જાણે વસી ગયું. ચંદ્રરશ્મિએ વીસ યોજનમાં પથરાયેલા સૈન્યની ચારે બાજુ સુરક્ષા ઊભી કરી દીધી. કોઈપણ રાક્ષસ ચરપુરૂષ યુદ્ધ-શિબિરમાં ઘૂસી ન શકે, તેવું મજબૂત સંરક્ષણ ગોઠવી સુગ્રીવને કહ્યું :

'સૈન્ય-શિબિરના સંરક્ષણનો જરૂરી પ્રબંધ થઈ ગયો છે. આપ નિશ્ચિંત બની હવે યુદ્ધના મેદાન પર સૈન્યને ઉતારી શકો છો.'

સુગ્રીવ, હનુમાન અને ભામંડલ પોત-પોતાના રથમાં આરૂઢ થયા હતા. સુગ્રીવે શ્રી રામને કહ્યું :

'હવે આપણે યુદ્ધમેદાને જવાની તૈયારી કરીએ. સૂર્યોદય થવામાં માત્ર એક ઘટિકા બાકી છે. આજના પ્રથમ દિવસના યુદ્ધનું સુકાન કોને સોંપવું ઉચિત છે ?'

'જેમ તમને ઉચિત લાગે તેમ કરો.'

'મારી પોતાની ધારણા મુજબ આજનું યુદ્ધ નલ અને નીલને સોંપીએ. એ બાંધવ-બેલડીના પરાક્રમથી રાક્ષસો ત્રાસ પોકારી જશે.'

'ભલે, એ વીર બંધુઓને સોંપો.'

તૂર્ત નલ અને નીલને બોલાવવામાં આવ્યા. શ્રી રામે એ વીર બંધુઓને સેનાપતિપદ આપી, તેમને આશીર્વાદ આપ્યા :

'વીર પુરૂષો, તમે મારા સૈન્યના શણગાર છો, આજે તમારા પરાક્રમથી રાક્ષસોમાં કાળો કેર વર્તાવી દો.'

'આપની કૃપાથી અમને સોંપવામાં આવેલી જવાબદારી અમે પૂર્ણ કરીશું.'

સૈન્ય યુદ્ધભૂમિ પર ગોઠવાઈ ગયું. સુગ્રીવે જાહેર કર્યું :

"પ્યારા સુભટો, આજના યુદ્ધના આપણા સેનાપતિ નલ અને નીલ છે, એમની આજ્ઞા અને માર્ગદર્શન અનુસાર આપણે યુદ્ધ ખેલી રાક્ષસોનો સંહાર કરીશું.'

'સેનાપતિ નલ-નીલનો જય હો!' સૈન્યે બ્રહ્માંડ વિસ્ફોટ કરતો જયધ્વનિ કર્યો. નલ-નીલે તૂર્ત જ વ્યૂહ ગોઠવી દીધો. શ્રી રામ, લક્ષ્મણ, સુગ્રીવે અને ભામંડલને આજે માત્ર દૃષ્ટા બનીને જ યુદ્ધ જોવા વિનંતિ કરી. હનુમાનજીને એક લાખ સૈનિકો સાથે ઉત્તર દિશાથી યુદ્ધ આપવા આજ્ઞા કરી. મહેન્દ્ર અને પ્રસન્નકીર્તિને એક લાખ સુભટો સાથે દક્ષિણ મોરચો સાંભળવા મોકલ્યા. બે લાખ સૈનિકોનું નેતૃત્વ આપી વિરાધને રાક્ષસસૈન્યની સામે જ ખડો કરી દીધો અને વિરાધથી થોડા અંતરે નલ અને

નીલ શસ્ત્રસજ્જ બની રથારૂઢ થઈ ઉભા. બાકીના લાખો સૈનિકોને આજ છાવણીમાં વિશ્રામ માટે જ રાખ્યા હતા.

યુદ્ધપ્રયાણની તૈયારીઓથી લંકા ધમધમી ઉઠી હતી. ઈન્દ્રના રથને પણ શરમાવે તેવા રથમાં દશમુખ રાવણ શસ્ત્રો સજી આરૂઢ થયો હતો. ભાનુકર્ણે રથનું સારથિપણું સંભાળ્યું હતું.

રાવણની બે બાજુ ઈન્દ્રજીત અને મેઘવાહનના રથો આવી ઊભા. રાવણના પૃષ્ઠ ભાગે મહાકાય કુંભકર્ણ એની ગદા સાથે રથમાં બેસી આવી પહોંચ્યો. શુક, સારણ, મરીચ, મય, સુંદ વગેરે રાક્ષસવીરોના રથ પણ ધરતી ધ્રૂજાવતા રાવણની આસપાસ આવીને ગોઠવાઈ ગયા. લાખો રાક્ષસ સુભટો યુદ્ધમેદાન પર ઉતરી પડયા. પચાસ યોજન જેટલી ભૂમિ પર રાક્ષસસૈન્ય છવાઈ ગયું. દશમુખે આજના યુદ્ધનું સેનાપતિ-પદ હસ્ત અને પ્રહસ્તને સોંપ્યું. હસ્ત-પ્રહસ્તે શ્રી રામના સૈન્યની સામે કુશળતાપૂર્વક વ્યૂહ રચી દીધો. સામે જ બે લાખ સુભટો સાથે ઉભેલા વિરાધ સામે હસ્ત-પ્રહસ્તે એક લાખ રાક્ષસ સુભટો સાથે સુંદને ખડો કર્યો. ઉત્તરમાં એક લાખ સુભટો સાથે સ્વયંભૂને ગોઠવ્યો. ઉત્તરમાં સારણને ચુનંદા બે લાખ સુભટો સાથે રવાના કર્યો.

ઉદયાચલે સહસ્રકિરણની પધરામણી થઈ અને રામ-રાવણનાં સૈન્યો વચ્ચે ઘમસાણ યુદ્ધ જામ્યું. બંને સૈન્યો

નિશ્ચિત વિજય માટે મેદાને પડયાં, કોઇને પોતાના પરાજયની શંકા ન હતી. શસ્ત્રોના પ્રહાર થવા લાગ્યા. વાહનો પરસ્પર અથડાવાં લાગ્યાં. કોઈ વિજયના હૂંકારા કરવા લાગ્યા તો કોઈ મૃત્યુની ચીસ નાંખવા લાગ્યા....એક પ્રહર વીતતાં તો હજારો સુભટોની લાશો ઢળી પડી....હજારો હાથી-ઘોડા છેલ્લા શ્વાસ લેતા યુદ્ધમેદાનમાં તરફડવા લાગ્યા. બંને પક્ષમાં કોઇને વિજયના એંધાણ ન દેખાયાં. બીજા પ્રહરનો પ્રારંભ થતાં નલ-નીલે બીજા બે લાખ સુભટોને સીધો ઘસારો કરી રાક્ષસ-સૈન્યનો કચ્ચરઘાણ કાઢવા આદેશ કર્યો. બે લાખ નવા-તાજા વાનર સુભટો સાથે વિરાધ મરણીયો બનીને રાક્ષસસૈન્ય પર તૂટી પડયો.. ઘડી-બે ઘડી સમયમાં રાક્ષસસૈન્ય હાહાકાર કરતું પાછળ હટી ગયું. વાનર સૈન્યે આનંદની કીકીયારીઓ કરી.

હસ્ત-પ્રહસ્તે રાક્ષસસૈન્યને પાછળ હટતું જોઇ, તૂર્ત પોતાના રથ રાક્ષસસૈન્યના અગ્ર ભાગે લીધાં. હસ્ત-પ્રહસ્તને અગ્રભાગે આવતા જોઈ નલ અને નીલે પોતાનાં રથ એમની સામે અથડાવી દીધાં. નલે હસ્તને યુદ્ધ માટે પડકાર્યો. નીલે પ્રહસ્તના રથ પર ગદાનો પ્રહાર કરી પોતાના તરફ આકર્ષ્યો.

ઉત્તરમાં હનુમાનજીએ સારણને અને એના બે લાખ સુભટોને ત્રાસ [illegible] દીધો. [illegible] નજીના એક લાખ

સુભટોએ રણશૂરા બનીને રાક્ષસસૈન્યની ખુવારી બોલાવી દીધી....હનુમાનજીએ બીજા પ્રહરના અંતે સારણનો રથ તોડી નાખ્યો. સારણે બીજો રથ લીધો, હનુમાનજીએ રથના અશ્વોને યમલોક પહોંચાડયા; સારણ ત્રીજા રથનો આશ્રય લેવા જાય તે પૂર્વે હનુમાનજીના તીરે સારણની છાતી ચીરી નાંખી. સારણ મરાતાં રાક્ષસસૈન્ય હતવીર્ય બની યુદ્ધભૂમિ પરથી ભાગવા માંડયું.

દક્ષિણમાં પ્રસન્નકીર્તિ અને સ્વયંભૂનો સંગ્રામ દેવો માટે પણ દર્શનીય બની ગયો હતો. યુવાન પ્રસન્નકીર્તિ વૃધ્ધત્વ પામી ચૂકેલા સ્વયંભૂને હંફાવી રહ્યો હતો, પરંતુ સ્વયંભૂ અનુભવી રણવીર સેનાપતિ હતો. તેણે પ્રસન્નકીર્તિને ઘેરી લીધો. પ્રસન્નકીર્તિના એક લાખ સુભટોમાંથી અડધા તો ખપી ગયા હતા. અડધા સૈન્યે પ્રસન્સકીર્તિને ઘેરાયેલો જોઈ, રાક્ષસસૈન્ય પર પ્રચંડ ધસારો કરી દઈ, સ્વયંભૂને ચિંતામાં મૂકી દીધો. પણ એ ગાજ્યો જાય એવો ન હતો. તેણે પ્રસન્નકીર્તિને જીવતો પકડી લેવા વ્યૂહ રચ્યો. પ્રસન્ન-કીર્તિ અને સ્વયંભૂના રથો સામસામા આવી ગયા હતા. પ્રસન્નકીર્તિએ તીરોનો એકધારો મારો ચલાવી સ્વયંભૂને ઢાંકી દીધો. સ્વયંભૂએ ગદાનો પ્રહાર કરી પ્રસન્નકીર્તિના રથના ચક્રો તોડી નાખ્યાં; એજ સમયે પ્રસન્નકીર્તિ ઉછળ્યો અને સ્વયંભૂના રથમાં જઈ એક જ ગદાપ્રહારે સ્વયંભૂનું મસ્તક ફોડી નાંખ્યું. રાક્ષસસૈન્યમાં હાહાકાર મચી ગયો. વાનરસૈન્ય હર્ષથી નાચી ઉઠયું

નલ અને હસ્તનું યુદ્ધ તથા નીલ અને પ્રહસ્તનું યુદ્ધ ત્રીજો પ્રહર વીતાવી રહ્યું હતું. ક્ષણમાં નલનો પરાજય અને હસ્તનો વિજય તો ક્ષણમાં હસ્તનો પરાજય ને નલનો વિજય દેખાતો હતો. તીરોની સામસામી રમઝટ અને ગદાઓના પ્રચંડ પ્રહારો....ત્રિશૂળના દાવો અને ખડ્ગના ખેલ....શસ્ત્રોની અભૂતપૂર્વ હરિફાઇ ચાલી. નીલ અને પ્રહસ્ત વચ્ચે પણ એવો જ દારુણ સંગ્રામ જામ્યો હતો. કોઈ એક બીજાને મચક આપતા ન હતા.

'કાં હું નહીં, કાં તુ નહીં' કરતા નલે હસ્તના રથના ફૂરચા ઉડાડી દીધા. ખેલાડી હસ્તે તૂર્ત બીજો રથ પકડીને નલનો મુગટ ઉડાડી દઈ. તેના રથના અશ્વોને ભૂશરણ કરી દીધા. નલે કાળકૃતાંતનું સ્વરૂપ ધારણ કર્યું.... તે કાળમુખ ખડ્ગને લઈ હસ્તના રથ પર કૂદી પડયો અને ખડ્ગના એક જ ઝટકે હસ્તના શિરને કાપી નાંખ્યું.... એ જ સમયે નીલે પણ પ્રહસ્તની સાથે છેલ્લી લડાઇ લડી લેવા માંડી. પ્રહસ્તના રથની ચારેબાજુ પોતાના રથને પવનવેગે ઘુમાવતા નીલે પ્રહસ્ત પર તીરોનો મારો ચલાવ્યો પ્રતિપક્ષી તીરોથી પ્રહસ્ત પોતાની રક્ષા કરતો હતો, ત્યાં અચાનક જ નીલે નિશાન તાકીને ત્રિશૂળ પ્રહસ્તના વક્ષસ્થળ પર માર્યું....ત્રિશૂળે પ્રહસ્તનું વક્ષસ્થળ ચીરી નાંખ્યું. પ્રહસ્ત મરાયો.

હસ્ત અને પ્રહસ્તનો વધ રાક્ષસસૈન્ય માટે કારી ઘા હતો. વાનર સૈન્યે (વાનરદ્વીપના સૈન્યે) વિજયના વાજિંત્રો

વગાડયાં અને રાક્ષસસૈન્યની ભારે હાંસી ઉડાવી. નલ અને નીલને વાનર સુભટો માથે ઊંચકીને શ્રી રામ પાસે લઈ ગયા. શ્રી રામે નલ-નીલને ખૂબ ધન્યવાદ આપ્યા. ત્યાં હનુમાન અને પ્રસન્નકીર્તિ પણ આવી પહોંચ્યા, શ્રી રામે એ બંને વીરોને પોતાના બાહુમાં જકડી લઈ કહ્યું.

'તમે સહુ તો મારા સૈન્યના કિંમતી રત્નો છો. તમે અવશ્ય વિજય મેળવશો.'

ત્યાં તો વાનર સૈન્યમાંથી કારમી ચીસો ઉઠી! હસ્ત-પ્રહસ્તના વધથી વિફરેલા રાક્ષસ સુભટોએ છેલ્લા પ્રહરમાં ક્રૂરતાથી વાનરસૈન્યને કાપવા માંડયું હતું. મારીચ, જ્વર, ઉદ્દામ, વિઘ્ન, સિંહજઘન વગેરે રાક્ષસ સેનાપતિઓ એક સાથે તૂટી પડયા હતા. લાખો રાક્ષસ સુભટો મરણીયા બની રામસૈન્યની કતલ કરી રહ્યા હતા. જોતજોતામાં હજારો હર્ષઘેલા વાનર સૈનિકો કપાઈ ગયા. હનુમાન અને પ્રસન્નકીર્તિ પુનઃ યુદ્ધાગ્રે જવા તૈયાર થયા, પણ સુગ્રીવે તેમને રોકયા. ત્યાં સંતાપ, નંદન દુરિત, વિઘ્ન, પ્રથિત વગેરે પરાક્રમી સુભટોના રથ યુદ્ધભૂમિને ચીરતા યુદ્ધના અગ્રભાગે પહોંચી ગયા અને રાક્ષસસૈન્યના ધસમસતા પ્રવાહને ખાળીને ઊભા. સૂર્ય અસ્તાચલ તરફથી ઢળી રહ્યો હતો. પશ્ચિમ દિશા લાલ બનતી જતી હતી, યુદ્ધ પણ લાલ બની રહ્યું હતું. હસ્ત-પ્રહસ્તના વધનો બદલો લેવા મારીચ મહાકાળ બનીને તૂટી પડયો હતો.

મારીચને સંતાપે હંફાવવા માંડયો. સુગ્રીવના પરાક્રમી સેનાપતિઓની હરોળનો સંતાપ એક સેનાપતિ હતો.... પરંતુ મારીચને એ લાંબા સમય સુધી હંફાવી ન શકયો. મારીચે સંતાપના રથને ચૂરી નાખ્યો અને સંતાપને તીરોથી વીંધી નાખ્યો. સંતાપને મરાયો જાણી નંદન-સેનાપતિએ જ્વર-રાક્ષસ સેનાપતિને યમલોકે પહોંચાડી દીધો,

ઉદ્દામ અને વિઘ્ન-વાનરનું યુદ્ધ પણ ખરેખરૂં જામ્યું હતું. વિઘ્ને ઉદ્દામના રથને તોડી નાંખ્યો, ઉદ્દામના રથની ધજાને ચીરી નાંખી, તેના ધનુષ્યને તોડી નાખ્યું....ઉદ્દામ હેરાન થઈ ગયો...તે બીજા રથમાં આરૂઢ થયો અને વિઘ્ન પર તૂટી પડયો. ખડ્ગના ઉપરા ઉપર ત્રણ પ્રહાર કરી વિઘ્નના શરીરના ટૂકડા કરી નાંખ્યા.

પ્રસન્નકીર્તિના પરાક્રમી સેનાપતિ દુરિતે લંકાના યશસ્વી સુભટ શુક રાક્ષસને યમસદનમાં પહોંચાડયો. એ જ સમયે સિંહજઘન-રાક્ષસે પ્રથિત નામના વાનર-સેનાપતિનો વધ કર્યો....અને સૂર્ય અડધો ડૂબી ગયો. યુદ્ધ તૂર્ત થંભી ગયું.

સૈન્યો પોતપોતાની છાવણીમાં પાછાં ફર્યાં. યુદ્ધનું મેદાન ભયાનક બની ગયું હતું.

એક બાજુ સ્નાન, ભોજનાદિથી નિવૃત્ત થઈ સુભટો વિશ્રામ કરવા લાગ્યા. બીજીબાજુ મશાલોના પ્રકાશના સહારે પોતપોતાના સુભટોના મૃત કલેવરોને ઓળખી,

કાવડોમાં મૃતકોને ભરી-ભરી તેમનો અંતિમ સંસ્કાર કરવામાં આવતો હતો.

પ્રથમ દિવસના યુદ્ધમાં શ્રી રામના સૈન્યની ખુવારી રાવણના સૈન્ય કરતાં ઓછી થઇ હતી. સંતાપ, વિઘ્ન, પ્રથિત વગેરે વીર સેનાપતિઓ માર્યા ગયા હતા. રાવણના સૈન્યમાં હસ્ત-પ્રહસ્તનો વધ, એક મોટી હાનિ થઇ હતી. તદુપરાંત જ્વર, શુક, સ્વયંભૂ વગેરે અનેક પ્રથમ પંક્તિના સેનાપતિઓ માર્યા ગયા હતા સૈન્યની પણ ભારે ખુવારી થઈ હતી.

સુગ્રીવે શ્રી રામને કહ્યું :

'સ્વામિન્, આજે થયેલી રાક્ષસ સેનાની ખુવારીથી અવશ્ય રાવણ રોષથી ધમધમશે. બીજા દિવસનું યુદ્ધ જરૂર દેવોને પણ ધ્રુજાવનારૂં બનશે. કાલે તે યુદ્ધમાં ઈન્દ્રજીત્ મેઘવાહન વગેરે દુર્જય વીરોને ઉતારશે.'

'ભલે એ ઇન્દ્રજીતને ઉતારે કે સ્વયં રાવણ ઉતરે... હું એમને યુદ્ધભૂમિ પર સદા માટે પોઢાડી દઈશ....કાલે હું યુદ્ધાગ્રે રહીશ....'

'એ નહીં બને. જ્યાં સુધી લક્ષ્મણ છે, ત્યાં સુધી આર્યપુત્રને કષ્ટ ઉઠાવવાનું હોય જ નહી. લક્ષ્મણનું એક એક તીર શત્રુનાં હૃદય વીંધી નાખશે.' લક્ષ્મણજી બોલી ઉઠયા. સુગ્રીવે નમન કરીને કહ્યું :

'આપને યુદ્ધ આપવાનું જ છે—પણ કાલે નહીં, કાલે

તો વીર હનુમાન રાક્ષસોને રાડ પડાવશે. આવતી કાલના યુદ્ધમાં સેનાપતિ હનુમાન હશે.'

'મારા પર મહાન કૃપા કરી.' હનુમાને પ્રણામ કરી, સુગ્રીવનો પ્રસ્તાવ વધાવી લીધો.

'બીજા દિવસનું યુદ્ધ તીવ્ર રસાકસીવાળું બનશે. કાલે મને યુદ્ધાગ્રે રાખી એ અન્યાયી....ઘમંડી દશમુખને શિક્ષા કરવાનો અવસર મળે તો....' બિભીષણે શ્રી રામને વિનંતી કરી.

'લંકેશ, તમે તો છો જ. જ્યારે તમને તમારી આવશ્યકતા દેખાય ત્યારે તમે ગમે તે સમયે યુદ્ધમાં અગ્રભાગ સંભાળી શકો છો.'

'મહાન કૃપા કરી...'

ત્યારબાદ સુગ્રીવની શિબિરમાં સુગ્રીવ, હનુમાન અને ભામંડલ ભેગા થયા. શ્રી રામે બિભીષણને પોતાની જ શિબિરમાં શયન કરવાનો આગ્રહ કરી, મોડી રાત સુધી બિભીષણ સાથે વાતો કરી. લક્ષ્મણજીએ અંગદને સાથે લઈ, યુદ્ધની છાવણીની ચારેકોર એક પ્રદક્ષિણા આપી છાવણીનું નિરીક્ષણ કર્યું અને આવીને શ્રીરામની શિબિરના દ્વારે ઉભા રહી ગયા. જ્યારે નલ નીલ અને પ્રસન્નકીર્તિ પ્રથમ દિવસના યુદ્ધની કમકમાટી ભરી રોમાંચક વાતો કરતા સૈનિકોને ઉત્સાહિત કરતા હતા.

દશમુખની છાવણીમાં ઈન્દ્રજીત, મેઘવાહન, મારીચ,

કુંભકર્ણ વગેરે વીરો સાથે રાવણ ગંભીર મંત્રણાઓ કરી રહ્યો હતો. તે ઉત્તેજિત હતો. નલ-નીલના હાથે હસ્ત-પ્રહસ્ત જેવા વીરોનો વધ રાવણ માટે અસહ્ય હતો. લાખો રાક્ષસ સુભટોનો સંહાર તેના હૃદયને પીડી રહ્યો હતો. તેમની મંત્રણા ચાલતી હતી ત્યાં ચરપુરૂષ સાથે વજ્રોદરે પ્રવેશ કર્યો. રાવણને નમન કરી તેણે કહ્યું :

'આ ચરપુરૂષ સમાચાર લાવ્યો છે કે આવતી કાલે શત્રુસૈન્યનું સેનાપતિપણું હનુમાન સંભાળશે....'

'ભલે કાલે હનુમાન આવે કે ખૂદ રામ-લક્ષ્મણ આવે, કાલે હું શત્રુસૈન્યનો સંહાર કરીશ....' કુંભકર્ણ બરાડી ઉઠયો.

'આવતી કાલે રાક્ષસ-સૈન્યનું સેનાપતિપદ કોને સોંપવાનું છે?' ઈન્દ્રજિતે પૂછયું.

'વજ્રોદર સંભાળે...'

'અહોભાગ્ય મારાં...' વજ્રોદરે રાવણના ચરણોમાં મસ્તક નમાવી આદેશ ઝીલી લીધો.

લંકાના સૈન્યમાં વજ્રોદર સિંહ ગણાતો. તેનું બળ અને તેની બુદ્ધિ, તેની યુદ્ધકુશળતા અને વ્યુહાત્મક દૃષ્ટિ હંમેશા રાક્ષસ સૈન્યને વિજય અપાવતાં આવતાં હતાં. રાવણે વજ્રોદરની પસંદગી સુયોગ્ય કરી હતી.

વજ્રોદર સૈન્યછાવણીનું નિરીક્ષણ કરી બીજા દિવસના યુદ્ધનો વ્યૂહ રચતો નિદ્રાધીન થયો.

## બીજો દિવસ

[ શ્રી રામે બીજા દિવસના યુદ્ધનાં સૂત્ર વીર હનુમાનને સોંપ્યાં...જ્યારે રાવણે તેના પ્રચંડ શક્તિશાળી સુભટ વજ્રોદરને સેનાનું નેતૃત્વ સોંપ્યું છે...

નલ અને નીલ ઘવાય છે...ત્યારે હનુમાન પડકાર ફેંકે છે. વજ્રોદર ને હનુમાનનો ભીષણ સંગ્રામ ખેલાય છે...હનુમાન વજ્રદરનો શિરચ્છેદ કરી રાક્ષસસૈન્યમાં ભમભમાટી ફેલાવી દે છે...બીજી બાજુ ઇન્દ્રજિત અને ચન્દ્રરશ્મિ યુદ્ધને ચગાવે છે... હનુમાન રાવણપુત્ર જંબૂમાલીને વધેરી નાંખી રાવણને રાડ પડાવી દે છે...ત્યાં કુંભકર્ણ યુદ્ધમાં પ્રવેશે છે! પણ સુગ્રીવ કુંભકર્ણને ટીપી નાંખે છે...કુંભકર્ણ હનુમાનને બગલમાં દબાવે છે... ને ઇન્દ્રજિત–મેઘવહાનની બાંધવ–બેલડી સુગ્રીવ–ભામંડલને 'નાગ-પાશ' થી જકડીને યુદ્ધ પર કાબુ જમાવે છે... ત્યાં 'અંગદ' હનુમાનને મુક્ત કરે છે! બિભીષણને જોતાં જ ઇન્દ્રજિત–મેઘવાહન પલાયન થઈ જાય છે...ને શ્રી રામ પાસે 'મહાલોચન' દેવ આવે છે... ]

અરુણોદય થતાં જ બંને સૈન્યો સામસામાં ગોઠવાઈ ગયાં.

આજે સૈન્યના મધ્ય ભાગે રાવણ હાથી પર આરૂઢ થઈને ઊભો હતો. યમ કરતાં અધિક ભીષણ અને બિહામણા રાવણની આંખમાંથી આગ નિકળતી હતી. તેની

વાણી એક એક રાક્ષસસુભટને, શત્રુ-સૈન્યને પીસી નાખવા ઉત્તેજિત કરતી હતી.

આજે દક્ષિણ અને ઉત્તરમાં ઈન્દ્રજિત-મેઘવાહન લાખો સુભટો સાથે શત્રુસૈન્યને રહેંસી નાખવા ઊભા હતા. વજ્રોદર બે લાખ સુભટોને લઈ શત્રુ પર તૂટી પડવા ઉદયાચલ તરફ મીટ માંડીને ઊભો હતો. કુંભકર્ણનો રથ પણ સૂર્યોદયની તૈયારી હતી ત્યારે રાવણથી થોડે દૂર આવીને ગોઠવાઈ ગયો હતો.

હનુમાને આજના ભીષણયુદ્ધની કલ્પના કરીને જ વ્યૂહ રચ્યો હતો. સૈન્યના મધ્યભાગે શ્રી રામ-લક્ષ્મણ તથા બિભીષણના રથો ગોઠવાયા હતા. દક્ષિણ અને ઉત્તરમાં આજે ચન્દ્રરશ્મિ અને વિરાધને મોકલી હનુમાન નિશ્ચિંત બન્યા હતા, જ્યારે પ્રસન્નકીર્તિ, નલ તથા નીલને સૈન્યના અગ્રભાગે ગોઠવી કીલ્લો મજબૂત બનાવ્યો હતો. ભામંડલના રથને પોતાના રથ સાથે જ રાખ્યો હતો. સુગ્રીવને શ્રી રામની પાછળ પથરાયેલી વિશાળ સેનાની મધ્યમાં રાખ્યા હતા.

સૂર્યોદય થયો અને યુદ્ધનાં નગારાં બજી ઉઠયાં.

વજ્રોદરે એક સાથે પાંચ લાખ રાક્ષસ સુભટોને શત્રુ-સૈન્ય પર ધસારો કરવા આદેશ આપ્યો. રાક્ષસોનું સૈન્ય રામના સૈન્ય પર તૂટી પડયું. સર્વ દિશાઓમાંથી એક સામટો ધસારો થયો. ઘાસની જેમ રામસૈન્ય કપાવા

લાગ્યું. રાક્ષસ-સુભટો રામસૈન્યમાં ઘૂસી ગયા, ને ઘોર યુદ્ધ કરવા લાગ્યા. બે ઘડીમાં જ રામસૈન્યની આગળની હરોળ ભેદાઈ ગઈ....નલ અને નીલ ઘવાયા, તુર્ત તેમને રથમાં નાંખી પ્રસન્નકીર્તિ શિબિરમાં લઈ ગયો.

પોતાના સૈન્યની પ્રથમ હરોળ ભેદાઇ ગયેલી જોઈ તુર્ત હનુમાને પોતાના રથને આગળ લીધો. સુગ્રીવે બે લાખ સુભટો સાથે આવી પુનઃ પ્રથમ હરોળ મજબૂત બનાવી લીધી. હનુમાનજીએ બ્રહ્માંડ ફોડી નાખે તેવો ધનુષ્ય-ટંકાર કર્યો અને તીરોની વર્ષા વરસાવી ક્ષણભર રાક્ષસસૈન્યને સ્તબ્ધ કરી નાખ્યું. હનુમાનને અગ્રભાગે જોઇ વયોવૃદ્ધ સેનાની માલી સામે જ દોડી આવ્યો. હનુમાને માલીને આવતાંની સાથે જ તેના રથને તોડી નાખ્યો. તેના એકેએક શસ્ત્રને છેદી નાંખ્યું....વીર્યશાલી માલી નિસ્તેજ થઇ ગયો. હનુમાને કહ્યું :

'ઘરડા રાક્ષસ, ચાલ્યો જા અહીંથી. તારા જેવા વૃદ્ધની હત્યા કરવી મને ઉચિત લાગતી નથી—'

ત્યાં વજ્રોદરનો રથ દોડી આવ્યો. તે ગર્જી ઉઠયો :

'રે પાપી, મરવાનો થયો છે? આવ, મારી સાથે યુદ્ધ કર.'

હનુમાને ગર્જતા વજ્રોદરને તીરોના મારાથી ઢાંકી દીધો. વજ્રોદરે વળતો પ્રહાર કરી હનુમાનને તીરોથી આચ્છાદિત કરી દીધા. હનુમાને પોતાના રથને વજ્રોદરના રથની

ચારે બાજુ ઘુમાવવા સારથિને કહી, સતત તીરોનો મારો ચાલુ રાખ્યો ...વજ્રોદરે એક એક તીરને વ્યર્થ બનાવી દીધું! આજુબાજુ યુદ્ધ કરતાં સુભટો થંભી ગયા. બે વીરોનું યુદ્ધ જોવા લાગ્યા. ક્ષણમાં હનુમાનનો વધ તો ક્ષણમાં વજ્રોદરના વધની શંકાઓ થવા લાગી....ધીરે ધીરે હનુમાને પોતાના રથને વજ્રોદરના રથની નીકટમાં લેવા માંડયો. જયાં ખૂબ નિકટતા થઈ, કે હનુમાને ગદા લઈ વજ્રોદરના રથનો ચૂરો બોલાવી દીધો. વજ્રોદર રથની બહાર કૂદી પડી, ગદા લઈ દોડી આવ્યો. બંને વચ્ચે ઘોર ગદા-યુદ્ધ જામ્યું.... વજ્રોદારે એક ઘા કરી હનુમાનની ગદાને દૂર ફંગોળી દીધી, એજ ક્ષણે હનુમાને ખડ્ગનો ઘા કરી વજ્રોદરના હાથને કાપી નાંખ્યો. વજ્રોદર એક હાથમાં ખડ્ગ લઈને લડવા લાગ્યો...પણ તે થાકી ગયો હતો. હનુમાને દાવ લઈ વજ્રોદરનું શિર છેદી નાંખ્યું.

રાવણના સૈન્યમાં હાહાકાર મચી ગયો. વજ્રોદરના વધના સમાચારે રાવણને રોષાયમાન કરી દીધો. રાવણની બાજુમાં જ રહેલો તેનો પુત્ર જંબૂમાલી હનુમાનની સામે આવી પહોંચ્યો. હનુમાનનું ખડ્ગ વજ્રોદરના લોહીથી ખરડાયેલું હતું. ત્યાં જંબૂમાલીએ યુદ્ધનું આહ્‌વાન આપ્યું. હનુમાને કહ્યું: 'અરે જંબૂમાલી તું કયાં આવ્યો? તું તો લંકાના ઉદ્યાનોમાં રમણીઓ સાથે ક્રીડા કર!'

'રે ઉદ્ધત, હમણાં તો હું તારી સાથે ક્રીડા કરીને

તૃપ્ત થઈશ :: તારૂં શિર કાપી, તેને મારા ગળામાં પહેરી લંકાની રમણીઓને પ્રસન્ન કરીશ....”

એ વાક્ય પુરૂં કરે એ પહેલાં તો હનુમાને ધનુષ્ય પરથી તીરો છોડી જંબૂમાલીનું યુદ્ધ–આહ્વાન સ્વીકારી લીધું. જંબૂમાલી તાનો જ યુદ્ધ કરી રહ્યો હતો. તેણે પૂરજોશમાં તીરો ફેંકવા માંડયાં. હનુમાનજી તેના એક એક તીરને નિષ્ફળ બનાવતા રહ્યા.

દક્ષિણમાં ઈન્દ્રજીત્ અને વાલીપુત્ર ચન્દ્રરશ્મિનો સંગ્રામ જામ્યો હતો. તો ઉત્તરમાં મેઘવાહન અને વિરાધનું યુદ્ધ ભીષણ બન્યું હતું. ચન્દ્રરશ્મિએ આજે ધોળા દિવસે ઈન્દ્રજીતને આકાશના તારા બતાવ્યા હતા. ચન્દ્રરશ્મિ આજે ઈન્દ્રજીતની હસ્તી મીટાવી દેત, પણ એને સમાચાર મળ્યા કે વિરાધ સંકટમાં છે. તેણે રથને ઉત્તરમાં મારી મૂકયો. મેઘવાહને વિરાધને ઘેરી લીધો હતો. છતાં સિંહની જેમ વિરાધ મેઘવાહનને યુદ્ધ આપી રહ્યો હતો. ચન્દ્રરશ્મિનો રથ વિરાધની પડખે આવી ગયો...ચન્દ્રરશ્મિએ ત્રિશૂલનો એક ઘા મેઘવાહન પર કર્યો. મેઘવાહન નીચો નમી ગયો. ત્રિશૂળ એના મુગટને ભેદી ચાલ્યું ગયું. એજ સમયે ચન્દ્રરશ્મિએ મુદ્‌ગરનો પ્રહાર કરી મેઘવાહનનો રથ તોડી નાખ્યો; મેઘવાહને તૂર્ત બીજો રથ લીધો...બંને વચ્ચે તુમુલ યુદ્ધ જામી ગયું.

ત્યાં રાક્ષસસૈન્યમાં બુમ પડી ગઇ. ‘જંબૂમાલી

હણાયો....' ભાઈના વધના સમાચાર સાંભળી મેઘવાહને પોતાનો રથ એ દિશામાં મારી મૂકયો.

હનુમાને જંબૂમાલીને પણ યમલોક પહોંચાડી રાવણના કાળજે તીર માર્યું હતું. રાવણે કુંભકર્ણ સામે જોયું....કે તૂર્ત કુંભકર્ણનો પ્રચંડકાય રથ યુદ્ધના અગ્રભાગ તરફ દોડયો. કુંભકર્ણને આવતો જોઈ હતાશ બની ગયેલું લંકાનું સૈન્ય પુનઃ સજ્જ બની શત્રુસૈન્ય પર ધસી ગયું.

કુંભકર્ણે રથ છોડી દીધો....ને તે શત્રુસૈન્યમાં દોડયો. કોઈને લાત મારીને ચીરનિદ્રામાં સુવાડયા, કોઈને મુષ્ઠિ-પ્રહારથી ચીરી નાંખ્યા....તો બે શત્રુઓને સામસામા ભટકાવીને મારવા લાગ્યો....જાણે કલ્પાંતકાળનો સમુદ્ર ઘુઘવી રહ્યો હોય...ને તે જેમ વિનાશ કરે. તેમ વિનાશ કરતો કુંભકર્ણ રામસૈન્યમાં હાહાકાર વર્તાવવા લાગ્યો.

કુંભકર્ણની યુદ્ધની રીતિ-નીતિથી જાણકાર સુગ્રીવ તૂર્ત કુંભકર્ણનો માર્ગ રૂંધીને ઊભો. બીજીબાજુ ભામંડલે કુંભકર્ણ પર શસ્ત્રોનો મારો ચલાવ્યો. દધિમુખ, મહેન્દ્ર, કુમુદ, અંગદ વગેરે કુંભકર્ણને ઘેરી લઈ તીક્ષ્ણ શસ્ત્રોથી તેને જર્જરિત કરવા લાગ્યા. કુંભકર્ણ ક્ષણવાર મુંઝાઈ ગયો, પણ તૂર્ત તેણે સમગ્ર શત્રુસૈન્ય પર 'પ્રસ્વાપના' અસ્ત્રનો ઉપયોગ કર્યો. રામસૈન્ય ઘેરી નિદ્રા લેતું યુદ્ધભૂમિ પર લેટી ગયું !

પણ તૂર્ત સુગ્રીવે 'પ્રબોધિની, મહાવિદ્યાનું સ્મરણ કર્યું, સૈન્ય તૂર્ત નિદ્રાના બંધનમાંથી મુકત થયું....ને

શસ્ત્રો લઈ 'ક્યાં છે એ દુષ્ટ કુંભકર્ણ ?' કહેતું કુંભકર્ણ પર તૂટી પડ્યું. કુંભકર્ણ રથારુઢ થઈ, તીરોની વર્ષા વરસાવતો ઝઝુમી રહ્યો હતો. સુગ્રીવે પોતાનો રથ કુંભકર્ણના રથ સાથે અથડાવ્યો, અને એક જ ગદાના પ્રહારે રથના ફૂરચા ઉડાવી દીધા. બીજી ગદાએ સારથિનો પ્રાણ લીધો અને કુંભકર્ણને જમીન પર ઉતરવુ પડ્યું. તે પોતાની મોટી ગદા લઈ સુગ્રીવ તરફ ધસ્યો. એકજ પ્રહારે સુગ્રીવનો રથ ચૂરેચૂરા થઈ ગયો. સુગ્રીવ આકાશમાં ઉડ્યો, એક વજ્રમયી શિલા વિકુર્વી કુંભકર્ણ પર પટકી દીધી. કુંભકર્ણ તૈયાર જ ઉભો હતો, તેણે વજ્ર જેવી શીલાને મુદ્દગરના પ્રહારથી ચૂરી નાંખી.

સુગ્રીવે 'તડિત્ દંડ' અસ્ત્ર છોડ્યું. તડ....તડ...તડ.... તણખલા વેરતુ કાલસર્પની જીભની જેમ લપકારા મારતો તડિત્ દંડ કુંભકર્ણ તરફ ધસ્યો... કુંભકર્ણે તડિત્ દંડને તોડી નાંખવા જેટલા ફેંકાય તેટલાં શસ્ત્ર ફેંક્યાં....પણ બધાં જ વ્યર્થ ગયાં....તડિત્ દંડે કુંભકર્ણની ભયંકર કાયાને ટીપી નાંખી...કુંભકર્ણ ભૂમિ પર પટકાઈ પડ્યો....મૂર્છિત થઈ ગયો !

કુંભકર્ણની જગદ્ભયંકર કાયા ભૂમિ પર ઢળી પડે અને રાવણ ઝાલ્યો રહે ? તેની ભ્રકુટી ભીષણ થઈ ગઈ, તે ગર્જી ઉઠ્યો: 'હું સ્વયં હવે શત્રુસૈન્યનો સંહાર કરીશ.'

ઈન્દ્રજિતે નમન કરીને કહ્યું: 'હે સ્વામિન્, યુદ્ધમાં આપની સામે યમ, કુબેર, વરૂણ કે ઈન્દ્ર પણ નથી ટકી

શકયા, તો આ વાંદરાએ તો શું વિસાતમાં છે? માટે, આપ અહીંજ રહો, મારા રાષથી ધમધમી રહેલા બાહુ એ શત્રુઓને પીસી નાંખશે....

ઇન્દ્રજિત!

માનનો પર્વત!

શસ્રોની હોળી રમતો ઇન્દ્રજિત્ શત્રુસૈન્યમાં ઘૂસી ગયો. માર-માર કરતો તેનો રથ જયાં કુંભકર્ણની પહાડ-કાયા પડી હતી ત્યાં આવ્યો....તેની પાછળ જ મેઘવાહનનો રથ આવી લાગ્યો. શસ્ત્રોનો એકધારો મારો કરતા બંને ભાઈઓ ગર્જના કરે છે.

'અરે વાનરો, તમે ઊભા રહો, યુદ્ધ નહીં કરનારને અમે મારતા નથી. અમે રાવણના પુત્ર ઈન્દ્રજીત્ અને મેઘવાહન છીએ. પણ કયાં છે એ હનુમાન? કયાં છે સુગ્રીવ? અરે, એમનું શું કામ છે. પેલા રામ-લક્ષ્મણ કયાં છે?'

તૂર્ત સુગ્રીવે એમનું અભિમાન ઓગાળતાં કહ્યું:

'અરે અભિમાની ઇન્દ્રજીત્! એ રામ-સૌમિત્રીનો સ્વાદ તો પછી ચાખજે, પહેલાં મારૂં આતિથ્ય અનુભવી લે.' ઇન્દ્રજિત્ અને સુગ્રીવનો ખૂનખાર જંગ જામી પડયો. મેઘવાહનને ભામંડલે પડકાર્યો. તે વીરો પ્રાણની પરવા કર્યા વિના યુદ્ધ કરવા લાગ્યા. હનુમાન મૂચ્છિંત કુંભકર્ણની ચારે બાજુ ફરતા રક્ષા કરવા લાગ્યા.

ઈન્દ્રજિત્ અને સુગ્રીવ,

મેઘવાહન અને ભામંડલ !

ચારે જાણે દિગ્ગજો! ચારે સમુદ્રો! તેમના યુદ્ધથી ધરતી ધ્રૂજી ઉઠી. સમુદ્ર ખળભળી ઉઠયો.

જે શસ્ત્રો હતાં, તે બધાં અજમાવી જોયાં. જેટલાં અસ્ત્ર હતાં, બધાં વાપરી જોયાં. ઇન્દ્રજિત્ સુગ્રીવનો કે મેઘવાહન ભામંડલનો વધ તો ન કરી શકયા, હંફાવી પણ ન શકયા. બંને ભાઇઓને તેમની આબરૂ ભયમાં લાગી. સુગ્રીવ કોઇ વિદ્યાશકિતનો પ્રયોગ કરે તે પૂર્વે જ બંને ભાઈઓએ સુગ્રીવ–ભામંડલ પર નાગપાશ શસ્ત્ર છોડયું. સુગ્રીવ–ભામંડલ નાગપાશથી એવા બંધાઈ ગયા કે શ્વાસ લેવો પણ તેમના માટે મુશ્કેલ પડે.

એ જ સમયે કુંભકર્ણની મૂર્છા દૂર થઈ... તે ભાનમાં આવ્યો....તેણે પોતાની પાસે ઉભેલા હનુમાનને જોયા. સુતાં સુતાં જ તેણે હનુમાન પર ગદાનો પ્રહાર કર્યો.... હનુમાન મૂર્છા ખાઈને જમીન પર પટકાઈ પડયા....ઝટ કુંભકર્ણે હનુમાનને પોતાના બગલમાં દબાવી લીધા.

રામસૈન્યમાં હાહાકાર વ્યાપી ગયો. સુગ્રીવ અને ભામંડલ નાગપાશના બંધનમાં પડયા અને હનુમાનને કુંભકર્ણે બગલમાં દબાવી લીધા... આ તકનો લાભ લઈ રાવણના સૈન્યે એક સામટો ધસારો કરી રામસૈન્યનો સંહાર કરવા માંડયો.

ત્રીજો પ્રહર પૂર્ણ થયો હતો.

ધસી આવેલા રાક્ષસો પર ચંદ્રરશ્મિ અને વિરાધ બે લાખ સુભટો સાથે તૂટી પડયા અને ઘાસની જેમ રાક્ષસ સુભટોને કાપવા માંડયા. તેમની સાથે પ્રસન્નકીર્તિ બીજા એક લાખ સુભટો લઈને જોડાયો. રાવણને લેવાના દેવા પડી ગયા.

બીજી બાજુ શ્રી રામ–લક્ષ્મણ પાસે જઈ બિભીષણે કહ્યું :

'સ્વામિન્, હું બે દિવસના યુદ્ધમાં જોઉં છું કે સુગ્રીવ અને ભામંડલ આપણા સૈન્યની બે આંખો જેવા છે. ઇંદ્રજીત્ મેઘવાહને નાગપાશથી તે બંનેને બાંધ્યા છે જો તેમને લંકામાં લઈ જશે તો તેમને છોડાવવા અશક્ય બની જશે. માટે હું સુગ્રીવ ભામંડલને છોડાવી લાવું. વળી હે શ્રેષ્ઠ પુરુષ ! કુંભકર્ણના વજ્ર જેવા હાથમાં સપડાયેલા હનુમાનને પણ લંકામાં ન લઈ જાય ત્યાં સુધીમાં છોડાવી લેવા જોઈએ.'

બિભીષણે તૂર્ત પોતાના રથને ઇંદ્રજીત્–મેઘવાહન સામે ખડકી દીધો બિભીષણની ચારે બાજુ તેની ત્રીસ અક્ષૌહિણી સેના ખડકાઈ ગઈ.

ઈંદ્રજીત–મેઘવાહન માટે મોટી સમસ્યા ઊભી થઈ ગઈ ! તે વિચારમાં પડી ગયા : 'આ તો પિતા–તુલ્ય બિભીષણ સ્વયં આપણી સામે આવી ઉભા. એમની સાથે આપણાથી યુદ્ધ કેમ થાય ? એમની આંખો નીચે આપણે નાનાથી

મોટા થયા....આપણને એમણે જ યુદ્ધકળા શિખવી, હવે એમની સામે લડવાનું ? માટે અહીંથી છૂટવું એ જ એક ઉપાય છે. પૂજ્યથી ડરવામાં શરમ પણ શાની !' ઈંદ્રજીત-મેઘવાહનના રથોએ દિશા બદલી. તેમણે લંકા તરફ રથ હંકારી મૂકયા....પણ નાગપાશથી બાંધેલા સુગ્રીવ-ભામંડલને રથમાં ઉપાડી જવાનું તેઓ ભૂલી ગયા હતા ! કદાચ ન ભૂલી ગયા હોત તો બિભીષણ તેમને ભાગી જવા પણ ન દેત !

કુંભકર્ણ હનુમાનને બગલમાં દબાવી સુગ્રીવના સૈન્યને કચડી રહ્યો હતો. શ્રી રામ-લક્ષ્મણ હનુમાનને મુકત કરવા વિચાર કરે છે, ત્યાં તો યુદ્ધકોવિદ અંગદ કુંભકર્ણ તરફ દોડી ગયો.

સુગ્રીવના સૈન્યમાં અંગદ સર્વશ્રેષ્ઠ યુદ્ધકૌશલ્ય ધરાવતો હતો. તે બળ કરતાં બુદ્ધિથી વધુ યુદ્ધ કરતો હતો. તેણે કુંભકર્ણની ચારે બાજુ ઘુમીને યુદ્ધ કરવા માંડયું. ઘડીકમાં તે કુંભકર્ણની ખૂબ નિકટમાં પહોંચી જઈ કુંભકર્ણને લલચાવતો ઘડીકમાં દૂર જઈ, શસ્ત્રો ફેંકીને તેને હેરાન કરી નાંખતો. બે-ત્રણ વાર આ પ્રમાણે કરતાં એકવાર કુંભકર્ણે અંગદને પકડવા પોતાનો હાથ એકદમ લાંબો કરી દીધો....કે બગલમાંથી હનુમાનજી વિજળીની ત્વરાથી કૂદીને નીકળી ગયા....બસ, હવે હનુમાન હાથમાં આવે શાના ! અંગદ અને હનુમાને પ્રબળ વેગથી કુંભકર્ણને ટીપવા માંડયો.

બીજીબાજુ, સુગ્રીવ-ભામંડલને નાગપાશથી કેમ

મુક્ત કરવા તે પ્રશ્ન મહત્વનો બની ગયો. શ્રી રામે 'મહા લોચન' દેવનું ધ્યાન ધર્યું.

મહાલોચનદેવે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકયો. 'શ્રી રામ પોતાને યાદ કરે છે,' એ જણાતાં જ દેવ પોતે યુદ્ધભૂમિ પર આવ્યાં. શ્રી રામને પ્રણામ કરીને પૂછ્યું :

'કહો, આપનો શો પ્રત્યુપકાર કરું ? મેં આપેલું વચન મને યાદ છે.' રામે પરિસ્થિતિ કહી. દેવે ત્યાં શ્રી રામને 'સિંહનિનાદ' નામની વિદ્યા આપી. મુશળ અને હળ નામનાં બે શસ્ત્ર આપ્યાં અને રથ આપ્યો.

લક્ષ્મણને 'ગારૂડી' વિદ્યા આપી. રથ આપ્યો અને શત્રુનો નાશ કરનારી 'વિદ્યુત્-વદના વિદ્યા' આપી.

લક્ષ્મણજી તૂર્ત ગરૂડના વાહન પર આરૂઢ થયા. ગરૂડને જોતાં જ સુગ્રીવ-ભામંડલને વિંટળાઈને રહેલા સર્પો ભાગી ગયા!

રામસૈન્યમાં જયજયકાર થઈ ગયો.

સૂર્ય અસ્ત થઈ ગયો.

યુદ્ધ થંભી ગયું.

સૈન્યો પોત-પોતાની છાવણીમાં પહોંચી ગયાં. સ્નાન-ભોજનાદિથી નિવૃત્ત થઈ સહુ બીજા દિવસના યુદ્ધના પરાક્રમો યાદ કરવા લાગ્યા. શ્રી રામની છાવણીમાં આજે ભારે ઉત્તેજના હતી જ્યારે રાવણની છાવણીમાં ભારે નિરાશા છવાઈ ગઈ હતી. વજ્રોદર અને જંબૂમાલીના વધ, ઈન્દ્રજીત્ અને મેઘવાહનનું યુદ્ધભૂમિ પરથી ભાગી જવું,

કુંભકર્ણનું મૂર્ચ્છિત થઈ જવું ને હાથમાં આવેલા હનુમાનનું ભાગી છુટવું... લાખો રાક્ષસ સુભટોનો સંહાર.... રાવણ શોક ને રોષથી વિહ્વલ બની ગયો હતો. ઇન્દ્રજીત, મેઘવાહન, કુંભકર્ણ, મારીચ, સિંહજઘન, ઘટોદર; કુંભ.... વગેરે રાક્ષસ-સૈન્યના ઉચ્ચકક્ષાના સુભટો રાવણની આસપાસ ગોઠવાઈ ગયા હતા. રાવણે ઉચ્ચ સ્વરે કહ્યું :

'તમારા સહુના વિશ્વાસે મેં બે દિવસના યુદ્ધમાં ખૂબ ગુમાવ્યું. હવે હું જ યુદ્ધમાં ઉતરીશ. કાલે હું શત્રુસૈન્યનો રામ-સૌમિત્રી સાથે વધ કરીશ....'

સહુ સાંભળી રહ્યા.

'એ સુગ્રીવ, હનુમાન, ભામંડલ વગેરે તો મારી સામે આવે એટલી જ વાર છે....અને પેલો બિભીષણ....કુલાંગાર ....એ પણ જો સામે આવ્યો તો કાલે મારા હાથે એની પણ...'

રાવણે રાત્રે જ ત્રીજા દિવસનો વ્યૂહ રચી સહુ સેનાપતિઓને યોગ્ય સૂચનો આપી વિદાય કર્યા.

ભલે રાવણે ત્રીજા દિવસના યુદ્ધમાં શત્રુસૈન્યનો અને રામ-સૌમિત્રીનો સંહાર કરવાની પ્રતિજ્ઞા કરી, પરંતુ તેનું મન શંકાશીલ હતું. બે દિવસના યુદ્ધમાં તેણે શ્રી રામ-સૈન્યનું યુદ્ધકૌશલ્ય જોયું હતું. સુગ્રીવ, ભામંડલ અને હનુમાનના પરાક્રમ જોયાં હતાં. નલ-નીલ અને અંગદની યુદ્ધ—ચપળતા જોઈ હતી. પ્રસન્નકીર્તિ—વિરાધ અને ચંદ્રરશ્મિની નિર્ભય-નિરાશંક સાહસિકતા નિરખી હતી.... બીજીબાજુ સીતાના વિચારો પણ તેને વ્યાકુળ કરી રહ્યા

હતા...'શત્રુ પર વિજય મેળવ્યા પછી પણ સીતા ન માની તો? એ આપઘાત કરશે તો?' એનું મન બેહોશ થઈ ગયું....તેને કાંઈ જ સુઝયું નહીં....

શ્રીરામ—લક્ષ્મણ પાસે સુગ્રીવ, હનુમાન, ભામંડલ વગેરે ભેગા થયા. બીજા દિવસના યુદ્ધમાં એક રાવણ સિવાય રાક્ષસસૈન્યના તમામ મહાન્ સેનાપતિઓની શક્તિ શ્રીરામે માપી લીધી હતી. તેમણે કહ્યું :

'મારા પ્રિય વીરો, આજનું યુદ્ધ તમે દેવ-દાનવોની પણ પ્રશંસા પામે તેવું ખેલ્યું છે. કુંભકર્ણ અને ઈન્દ્રજીત્ -મેઘવાહન સાથેનું યુદ્ધ સાચે જ મહાન્ યુદ્ધ હતું. એ રાક્ષસકુમારોનું યુદ્ધકૌશલ જોયું; આવતી કાલે તેમાંથી કોઈ પાછું લંકામાં નહીં જઈ શકે! પરંતુ કાલે સ્વયં રાવણ યુદ્ધમાં ઉતરશે.'

બિભીષણ બોલ્યા :

'કૃપાનાથ આપનું અનુમાન સત્ય છે. કાલે રાવણ જરૂર યુદ્ધ ખેલશે; મારી આપને વિનંતિ છે કે કાલે મને જ રાવણ સાથે યુદ્ધ ખેલી લેવા દો.'

'લંકાપતિ! ભલે કાલે સર્વ પ્રથમ રાવણ સાથે તમે યુદ્ધ કરો પરંતુ કાલે એક રાવણ સિવાય કુંભકર્ણ, ઈન્દ્ર-જીત્ વગેરેને જીવતા કે મરેલા પકડવા જોઈએ. પછી માત્ર રાવણનો જ વિચાર બાકી રહેશે....'

'આપની ઈચ્છા પૂર્ણ થશે....' સુગ્રીવે શ્રીરામને ઉત્સાહિત કર્યા.

મોડી રાત સુધી ચર્ચા-વિચારણા કર્યા પછી સહુ પોતપોતાની શિબિરમાં ચાલ્યા ગયા.

## [ ત્રીજો દિવસ ]

[ત્રીજા દિવસનું યુદ્ધ એટલે બંને પક્ષે ભારે ખૂવારી... નિરાશા અને પરાજયની આશંકા! રાવણ સ્વયં યુદ્ધમાં ઉતરે છે...બિભીષણ સામે આવીને પ્રતિબોધ આપે છે...પણ તે પ્રતિબોધ રાવણને છંછેડે છે...બે ભાઇ વચ્ચે તુમુલ યુદ્ધ જામે છે...ત્યાં લક્ષ્મણજીએ ઇન્દ્રજીતને નાગપાશથી બાંધી તંબુ ભેગો કરી દીધો. શ્રી રામે કુંભકર્ણની પણ એ દશા કરી. ચન્દ્રરશ્મિએ મેઘવાહનને બાંધી લીધો...રાવણે આ સાંભળ્યું ને તેણે બિભીષણ પર 'અમોઘવિજ્યા' મહાશક્તિનો પ્રહાર કર્યો...મિત્રવત્સલ લક્ષ્મણજીએ બિભીષણને બચાવવા એ પ્રહારને પોતાના પર લઈ લીધો...છાતી ચીરાઇ ગઇ...લક્ષ્મણજી ઢળી પડ્યા...રોષથી સળગી ગયેલા રામે રાવણના પાંચ રથ તોડી નાંખ્યા...રાવણ લંકામાં ભાગ્યો...રામ લક્ષ્મણજીને ભૂમિ પર અચેતન પડેલા જોઇ, મૂર્ચ્છિત થઈ ગયા...ને સૂર્ય અસ્ત થયો...]

યુદ્ધમેદાન પર બંને સૈન્ય સામસામાં ગોઠવાઇ ગયાં. સૂર્યોદયને થોડી જ વાર હતી. સુગ્રીવ, ભામંડલ અને હનુમાને

આજે અદ્‌ભુત વ્યુહરચના કરી હતી. તેઓ જાણતા હતા કે આજે સ્વયં રાવણ યુદ્ધમાં ઉતરશે. ઉતરશે એટલું જ નહિ પરંતુ યમરાજ બની તે રામસૈન્ય પર તૂટી પડશે. બિભીષણે સુગ્રીવને કહી રાખ્યું હતું કે, 'તમે, ભામંડલ અને હનુમાન વગેરે આજે યુદ્ધના પ્રારંભમાં જ રાક્ષસસૈન્ય પર હુમલો કરી દેજો. જ્યારે રાવણ ધસી આવશે ત્યારે હું એનું અભિમાન ઓગાળીશ, કપીશ્વર! આજે બે ભાઈઓનું યુદ્ધ ખેલાશે....' હનુમાને પોતાનો રથ સુગ્રીવની પાસે લેતાં કહ્યું.

'હા, આજે બિભીષણ રાવણને જરૂર હંફાવશે....'

પરંતુ, આપણે શું જોયા જ કરવાનું ? શ્રી લક્ષ્મણજી પણ આજે રોકાશે નહીં, તેઓ રાવણની રાહ જ જોઈ રહ્યા છે....,

'સાચી વાત છે. શ્રીરામ પણ મને કહેતા હતા કે રાવણ મેદાનમાં આવે એટલી જ વાર....

બે સેનાપતિનો વાર્તાલાપ એકદમ અટકી ગયો. સૂર્યોદય થયો અને બંને સૈન્યો શસ્ત્રો લઈ ભેટી પડયાં....ખૂનખાર જંગ જામી ગયો. ઈન્દ્રજીત્ અને મેઘવાહને પ્રારંભિક યુદ્ધમાં જ રામસૈન્યમાં હાહાકાર મચાવી દીધો. પોતાના સૈન્યને પાછું હટતું જોઈ સુગ્રીવ, હનુમાન અને ભામંડલ મરણીયા બની રાક્ષસસૈન્યમાં ઘુસી ગયા અને ઘાસ કાપે તેમ રાક્ષસ સુભટોને કાપવા માંડયા. ત્રિપુટીને રાક્ષસસૈન્યમાં હાહાકાર મચાવતી જોઈ ચંદ્રરશ્મિ, નલ-નીલ અને વિરાધ

પણ ઉત્સાહિત થયા અને તેમણે ઈન્દ્રજીત્–મેઘવાહનને ઘેરી લીધા. રાક્ષસકુમારો સાથે યુદ્ધનો રંગ જામી ગયો. ઈન્દ્રજીત છંછેડાયેલા સિંહની જેમ યુદ્ધ ખેલી રહ્યો હતો. ચંદ્રરશ્મિએ આજે પોતાનું યુદ્ધકૌશલ બતાવવા માંડયું હતું.

રાક્ષસસેના મુંઝવણમાં મુકાઇ ગઈ. ઈંદ્રજીત–મેઘવાહન વિનાની સેના સુગ્રીવ–ત્રિપુટીના સંહારથી ત્રાસી ગઈ ને પાછળ હટવા લાગી. રાવણે આ દૃશ્ય જોયું. તૂર્ત એ મહારથમાં આરુઢ થઇ યુદ્ધના અગ્ર ભાગે દોડી આવ્યો. શસ્રોનો એક સરખો મારો ચલાવતા રાવણની સામે કોઇ ટકી ન શકયું. રામસૈન્ય ક્ષણભર સ્તબ્ધ બની ગયું. પણ જ્યાં રાવણને યુદ્ધ ખેલતો જોયો, શ્રીરામે પોતાના રથને ગતિ આપી....પરંતુ બિભીષણે રામને અટકાવ્યા.

'આપ અહીં જ રહો. હું દશમુખને ભેટીશ!' બિભીષણે પોતાના રથને રાવણના રથની સામે ઉભો કરી દીધો. ને ધનુષ્યનો ટંકાર કરી રાવણના કાન ખોલી નાંખ્યા. રાવણ બિભીષણને જોઈ બોલ્યો :

'રે બિભીષણ, તુ કોના શરણે ગયો છે? જે તને મારા કાળમુખમાં હોમવા માગે છે તેના શરણે? છટ્.... સિંહની આગળ છાગને ફેંકવાનું રામે કામ કર્યું છે. તને મારી સામે મોકલીને રામે પોતાની રક્ષા કરવાનું ડહાપણ વાપર્યું છે. રાવણનો સ્વર કંઈક મૃદુ થયો, તેણે આગળ બોલતા કહ્યું :

'વત્સ, તું મારો ભાઈ છે...નાનો ભાઈ....મને હજુ

તારા પર વાત્સલ્ય છે....તું મારા માર્ગમાં આડો ન આવ. આજે હું રામ-લક્ષ્મણને સૈન્યસહિત સ્વર્ગમાં મોકલીશ.... તું શા માટે એમાં સંખ્યાનો વધારો કરે છે? તું પુનઃ મારી પાસે આવી જા. હજુ તારૂં સ્થાન મારી પાસે છે. તારી રક્ષા કરવા હજુ હું તૈયાર છું. તું સમજી જા.'

બિભીષણે કહ્યું :

'અગ્રજ! હું તમારૂં સ્વાગત કરૂં છું. હું અહીં તમારી સામે કેવી રીતે આવ્યો છું તે તમે જાણો છો? યમરાજ જેવા રામ સ્વયં તમારી સામે આવતા હતા, તેમને બહાનું બતાવી રોક્યા અને હું આવ્યો. શા માટે? તમે હજુ પણ બોધ પામો... તમને સત્ય માર્ગ બતાવવા હું આવ્યો છું. યુદ્ધ કરવાનું બહાનું છે....મારી વાત માનો અને સીતાને હજુ છોડી દો. હે દશમુખ, હું તમારો ભાઈ છું; હું તમારૂં અહિત ચાહતો નથી, મૃત્યુના ભયથી કે રાજ્યના લોભથી હું રામના શરણે ગયો નથી પરંતુ અપકીર્તિના ભયથી ગયો છું....માટે સીતાને મુક્ત કરી અપકીર્તિ દૂર કરો, બસ. પછી શ્રી રામને ત્યજી હું તમારી પાસે આવી જવા તૈયાર છું.'

રાવણ રોષથી સળગી ઉઠ્યો. તે બૂમ પાડીને બોલ્યો :

'રે કાયર....બુદ્ધિહીન બિભીષણ, શું તું મને ભય બતાવે છે? ભ્રાતૃહત્યાના ભયથી તને એ દિવસે જવા દીધો હતો...પણ આજે હવે તારૂં મૃત્યુ તને પોકારે છે....' રાવણે ધનુષ્યનો ટંકાર કર્યો.

'રે પરસ્ત્રીલંપટ, મેં પણ એ દિવસે ભ્રાતૃહત્યાના જ ભયથી તને સોતના કુવામાં ધક્કો નહોતો માર્યો, આજે તું ભાઈ નથી....' બિભીષણે ધનુષ્યનો ભીષણ ટંકાર કર્યો....

બે ભાઈઓનું અતિ ભીષણ યુદ્ધ જામ્યું. ઈન્દ્રજિત્, મેઘવાહન, કુંભકર્ણ વગેરે રાક્ષસવીરો ભય, શંકા અને રોષથી દોડી આવ્યા. પરંતુ એ વીરો રાવણના પડખે પહોંચે એ પૂર્વે જ શ્રીરામે કુંભકર્ણને અટકાવ્યો. લક્ષ્મણજીએ ઈન્દ્રજિત્‌ને પડકાર્યો. નિલે સિંહજઘનનો માર્ગ રોકયો. ઘટોદરને દુર્મર્ષે લલકાર્યો. મેઘવાહનને ચંદ્રરશ્મિએ છટકવા ન દીધો. વિઘ્ન રાક્ષસને ભામંડલે રોકી રાખ્યો.

કોઈ જ વીર બાકી ન રહ્યો. સહુ એ ઘોર યુદ્ધના ભાગીદાર બન્યા. ઈન્દ્રજિત્ અને લક્ષ્મણજીનું યુદ્ધ ક્ષણભર દેવોનાં હૃદયને પણ થરથરાવે તેવું જામી પડ્યું. ઈંદ્રજિત રાવણની પાસે જવા તલપાપડ થઈ રહ્યો હતો, ને માર્ગમાં લક્ષ્મણજીએ એને આંતર્યો ...તે છંછેડાયો, તેણે લક્ષ્મણજી ઉપર 'તામસ' અસ્ત્ર મૂક્યું. આગ ઓકતું તામસાસ્ત્ર લક્ષ્મણજી તરફ આવ્યું કે તુર્ત લક્ષ્મણજીએ એનું પ્રતિપક્ષી 'તપન' અસ્ત્ર છોડ્યું. માર્ગમાં જ બે અસ્ત્ર અથડાયાં અને નાશ પામ્યાં. એક પળનો પણ વિલંબ કર્યા વિના લક્ષ્મણજીએ ઈન્દ્રજિત્ ઉપર 'નાગપાશ' અસ્ત્ર છોડ્યું. ઈન્દ્રજિત્ ભૂમિ પર પછડાઇ પડ્યો....વિરાધે ઈન્દ્રજિત્‌ને ઉપાડીને રથમાં નાંખ્યો અને લક્ષ્મણજીની આજ્ઞાથી શિબિરમાં ઉપડી ગયો.

વિઘ્ન રાક્ષસનો વધ કરી ભામંડલ શ્રી રામ પાસે પહોંચી ગયો. શ્રી રામ અને કુંભકર્ણનું યુદ્ધ રાક્ષસ સૈન્યને પ્રથમવાર જ જોવાનું મળ્યું હતું. પહાડકાય કુંભકર્ણ જ્યારે શ્રી રામનાં તીક્ષ્ણ તીરોથી વીંધાઇને ચીસ પાડતો ત્યારે રાક્ષસ સૈન્યમાં કમકમાટી વ્યાપી જતી. કુંભકર્ણ હાંફી ગયો ત્યાં સુધી શ્રી રામે શસ્ત્રોનો મારો ચલાવ્યો....જ્યારે ઈન્દ્રજિત્ જીવતો પકડાઈ ગયો ત્યારે શ્રી રામે પણ કુંભકર્ણને જીવતો જ પકડી લેવા 'નાગપાશ' અસ્ત્ર છોડયું.

કુંભકર્ણ નાગપાશથી બંધાઇને ધબાંગ કરતો ભૂમિ પર ગબડી પડયો. રાક્ષસસૈન્ય હતોત્સાહ બની ગયું.... તત્કાલ રામની આજ્ઞાથી ભામંડલ કુંભકર્ણને રથમાં નાંખી શિબિરમાં ચાલ્યો ગયો.

મેઘવાહનને ચન્દ્રરશ્મિએ થકવી નાખ્યો હતો છતાં મેઘવાહન વિફરેલા વાઘની જેમ તોફાની યુદ્ધ ખેલી રહ્યો હતો. ચંદ્રરશ્મિએ વાલીને યાદ કરાવે તેવું પરાક્રમ બતાવવા માંડ્યું હતું. તે ઉછળ્યો મેઘવાનના રથમાં જઈ કૂદી પડી મેઘવાહનને શસ્ત્રહીન કરી, સિંહ જેમ બકરાને ઉપાડી જાય તેમ મેઘવાહનને બગલમાં દબાવી શિબિરમાં કેદ કરી દીધો.

શ્રી રામ, લક્ષ્મણ સુગ્રીવ અને હનુમાન બિભીષણની પડખે પહોંચ્યા. બિભીષણ રાવણને જરાય મચક આપતો ન હતો. રાવણે જ્યારે જોયું કે બિભીષણની આસપાસ રામ-લક્ષ્મણ વગેરે આવી પહોંચ્યા છે, તેણે જલ્દી બિભીષણનો

વધ કરવા 'શૂળ' ફેંક્યું....તૂર્ત લક્ષ્મણજીએ તીક્ષ્ણ શસ્ત્રોથી માર્ગમાંજ શૂળના ટુકડા કરી નાંખ્યા. રાવણે ધરણેન્દ્રે આપેલી 'અમોઘવિજયા' મહાશક્તિનો પ્રયોગ કર્યો.

અમોઘવિજયા મહાશક્ત !

ધક્..ધક્....ધક્ કરતી તડ્....તડ્....તડ્ નાદ કરતી સંહારલીલા ખેલતી મહાશક્તિ બિભીષણ તરફ ધસી કોઈ એ મહાશક્તિને જોવા પણ સમર્થ ન હતું...સહુ દૂર હટી ગયા...

શ્રી રામે આ ગંભીર પરિસ્થિતિ જોઈ..ક્ષણભર તેઓ સ્તબ્ધ બની ગયા. 'શું કરવું ? બિભીષણ હમણાં હતો ન હતો થઈ જશે..' તેઓ બોલી ઉઠયા.

'લક્ષ્મણ, ધિક્કાર હો આપણને... શરણાગત બિભીષણની આપણે રક્ષા કરી શકતા નથી...ધિક્કાર હો.' શ્રી રામના વચનો કાને પડતાં જ મિત્રવત્સલ લક્ષ્મણજી બિભીષણની આગળ જઈને ઉભા. ગરુડસ્થ લક્ષ્મણજીને બિભીષણની આગળ જોઈને રાવણ બોલ્યો :

'મેં તારા પર શક્તિ નથી મૂકી. શા માટે બીજાના મોતે તું મરવા આવ્યો છે ? અરે હા, તું મર....મારે તારો જ વધ કરવો છે. આતો નાહક રાંકડો બિભીષણ મારી સામે ઉભો છે....' તૂર્ત રાવણે 'અમોઘવિજયા' મહાશક્તિનું નિશાન બદલ્યું. મહાશક્તિ લક્ષ્મણજી તરફ ધસી.

મહાશક્તિને અશક્ત કરવા લક્ષ્મણજીએ, સુગ્રીવે,

હનુમાનને, ભામંડલે અને વિરાધે ઘણાં વસ્ત્રખાં માર્યાં....પણ વ્યર્થ....મહાશક્તિએ લક્ષ્મણજીની છાતી પર ભયંકર પ્રહાર કર્યો....લક્ષ્મણજીની છાતી ચીરાઈ ગઈ....ધમ્ કરતા લક્ષ્મણજી ભૂમિ પર પટકાઈ પડયા .. સૈન્યમાં હાહાકાર વ્યાપી ગયો.

શ્રી રામ ક્રોધથી સળગી ઉઠ્યા. રાવણનો વધ કરવા સિંહરથ પર ચડી તેમણે રાવણ સામે યુદ્ધ આરંભ્યું. રથના સિંહોએ ક્ષણવારમાં રાવણના રથને તોડી નાંખ્યો, રાવણે તુર્ત બીજો રથ લીધો....તે પણ તૂટયો....પાંચ પાંચ વાર રાવણના રથ તૂટયા....રાવણ ભયભીત થઈ ગયો.... તેણે વિચાર્યું–ભ્રાતૃસ્નેહથી રામ સ્વયં મરી જશે, એની સાથે શા માટે યુદ્ધ કરવું ?'

તુર્ત રાવણે રથને લંકા તરફ હંકાર્યો....રાવણ ભાગી ગયા પછી રામ પાછા ફર્યા અને જયાં લક્ષ્મણજી ઘાયલ થઇને પડયા હતા ત્યાં આવ્યા .. લક્ષ્મણજીને બેભાન જોઈ શ્રી રામ મૂર્ચ્છિત થઈ ભૂમિ પર ઢળી પડયા.

સુગ્રીવ આદિ રાજાઓ ચિંતિત થઇ ગયા.. તુર્ત શિતલ ચંદનના વિલેપન કર્યાં... શિતલ જલનો છંટકાવ કર્યો....શિતલ વાયુ પ્રવાહિત કર્યો, મૂર્ચ્છા દૂર થતાં જ શ્રી રામ–લક્ષ્મણજીને આલિંગન દઈ ઉંચે સ્વરે રડી પડ્યા. 'વત્સ, તને શું થયું ? તને શું દુઃખ છે તે કહે. તું મૌન કેમ છે ? મારી સાથે મૌન ? હું તારો અગ્રજ છું...ભલે ન બોલ. સંજ્ઞાથી તો મને કહે....તું નહી બોલે ? જો આ

સુગ્રીવ...ભામંડલ...હનુમાન તારા મુખ સામે જોઈ રહ્યા છે...હે પ્રિયદર્શન! તું આંખ ખોલીને તો જો...શું તને આંખ ખોલીને જોતાં પણ લજ્જા આવે છે? હા હા, દુષ્ટ રાવણ જીવતો લંકામાં ભાગી ગયો....એ વાતની લજ્જા છે ને? ના, તું એકવાર આંખો ખોલ, હું તારૂં પ્રિય કરીશ.... જો આ હું ચાલ્યો....દુરાત્મા રાવણને જીવતો કે મરેલો લઈ આવું છું...' શ્રી રામે ધનુષ્યનો ટંકાર કર્યો અને લંકા તરફ દોડયા....તૂર્ત સુગ્રીવે શ્રી રામનાં ચરણો પકડયાં ને કહ્યું :

'હે સ્વામિન્, આ રાત્રિ છે. નિશાચર રાવણ લંકામાં ચાલ્યો ગયો છે. આ અમારા સ્વામી લક્ષ્મણ શક્તિપ્રહારથી આહત છે મૂર્ચ્છિત છે....ધૈર્ય ધારણ કરો ...દુષ્ટ રાવણ હવે મરાયો જ સમજો....અત્યારે સર્વ પ્રથમ સૌમિત્રીની મૂર્ચ્છા દૂર કરવાનો જ પ્રયત્ન કરવો જોઇએ.'

શ્રી રામની આંખમાંથી આંસુ વહી રહ્યા હતાં સુગ્રીવની વાત સાંભળી શ્રી રામ બોલ્યા :

'કપીશ્વર, ભાર્યાનું અપહરણ થયું ને ભ્રાતાનું પ્રાણહરણ થયું....છતાં આ રામ હજુ જીવે છે....! આશ્ચર્ય! રામનું હૃદય કેમ વિદીર્ણ થઈ જતું નથી? મિત્રો, સુગ્રીવ, હનુમાન, ભામંડલ, નલ, અંગદ... ને સર્વે વિદ્યાધરો... હું તમને કહું છું, તમે તમારા ગૃહે જાઓ. અને મિત્ર બિભીષણ, તને હું કૃતાર્થ કરી શકયો નથી, તને મેં લંકાનું રાજ્ય આપવાનું વચન આપેલું છે ...હજુ તે પૂર્ણ કરી શકયો નથી....મને તેનું ઘણું દુઃખ છે. જે દુઃખ પ્રિયતમાના

અપહરણથી નથી થયું કે સૌમિત્રીના વધથી નથી થયું તે દુઃખ મને આ વચનનું પાલન નહીં કરવાથી થયું છે.... પરંતુ હે બંધુ ! કાલે પ્રભાતે તું તારા અગ્રજને મારા અરિને લક્ષ્મણના માર્ગે જતો જોઈશ....હું એનો વધ કરીશ....તને કૃતાર્થ કરીશ....અને પછી ? મારા લક્ષ્મણના દેહને ઉત્સંગમાં લઈ અગ્નિ-પ્રવેશ કરીશ.'

શ્રી રામ-લક્ષ્મણના વક્ષસ્થળ પર માથું મૂકી રડવા લાગ્યા. બિભીષણે શ્રી રામના બે હાથ પકડી પોતાના ઉત્તરીય વસ્ત્રથી રામનાં આંસુ લૂંછતાં કહ્યું :

'હે પ્રભુ, આપનો વિષાદ વિરાટ સેનાને રડાવી રહ્યો છે, આપનું રૂદન અમારાં ગાત્રોને શિથિલ કરી રહેલું છે. હે નરશ્રેષ્ઠ, આપ ધૈર્ય ધારણ કરો. લક્ષ્મણજીનું મૃત્યુ થયું નથી. અમોઘવિજયા મહાશક્તિએ લક્ષ્મણજીના દેહમાં પ્રવેશ કરેલો છે. આ શક્તિથી આહત થયેલો મનુષ્ય એક રાત્રિ જીવે છે. આ સૂર્યોદય થયા પછી આપણા હાથમાં કોઈ પ્રયત્ન નહીં રહે. માટે હજુ સંપૂર્ણ નિશા-કાળ આપણી પાસે છે. ત્યાં સુધી મંત્ર તંત્રાદિ કોઇ પણ ઉપાય યોજી લક્ષ્મણજીને મહાશક્તિના પ્રભાવથી મુક્ત કરવા જોઇએ.'

'શું લક્ષ્મણ પુનર્જીવન પામશે !'

'અવશ્ય નાથ !'

'તો એ પ્રયત્ન કરો.'

તૂર્ત બિભીષણે રામ–લક્ષ્મણની ચારે બાજુ વિદ્યાશક્તિથી સાત કિલ્લા બનાવી દીધા. ચાર દ્વાર બનાવ્યાં અને ચોકઆઈ ભરી સંરક્ષણ વ્યવસ્થા કરી દીધી. બિભીષણ રાવણના છલ-કપટથી જ્ઞાત હતો. રાત્રિના અંધકારમાં રાવણ શું ન કરે, તે કલ્પી શકાય એમ ન હતું. માટે બિભીષણે એવી વ્યવસ્થા ગોઠવી કે એક પક્ષી પણ રામ–લક્ષ્મણ પાસે ફરકી ન શકે.

પૂર્વ દિશામાં સાત દ્વારો પર સુગ્રીવ, હનુમાન, કુંદ તાર, દધિમુખ, ગવાક્ષ અને ગવયની ચોકી મૂકવામાં આવી. પશ્ચિમના સાત દ્વારો પર નીલ, સમરવીર, દુર્ધર, મન્મથ જય, વિજય અને સંભવને ગોઠવ્યા. ઉત્તરમાં અંગદ, કૂર્મ મહેન્દ્ર, વિહંગમ, સુષેણ અને ચન્દ્રરશ્મિ ઊભા રહ્યા. દક્ષિણમાં ભામંડલ, વિરાધ, ગજ, ભુવનજિત્, નલ, મૈન્દ અને બિભીષણ ઊભા રહ્યા.

શ્રી રામ, લક્ષ્મણજીના પુનર્જીવન માટે વિચારમાં ગરકાવ થઈ ગયા. તેમને કંઈ સુઝયું નહીં. બીજી બાજું બિભીષણે, સુગ્રીવ અને ભામંડલ ભેગા થયા અને શું કરવું એનો ગંભીર વિચાર વિનિમય કરવા લાગ્યા...પરંતુ તેમને કોઈ ઉપાય ન દેખાયો. ધરણેન્દ્રે આપેલી 'અમોઘવિજયા' મહાશક્તિનું નિવારણ કરવાની શક્તિ ભારતમાં કોઈની પાસે ન દેખાઈ...બીજી બાજુ, જો પ્રભાત પૂર્વે લક્ષ્મણજી પુનર્જીવન ન પામે તો શ્રી રામના જીવનનો પ્રશ્ન ઊભો

થતો હતો. લક્ષ્મણજી ઉપરનો શ્રી રામનો સ્નેહ સહુજન-વિદિત હતો.

રાત્રિનો પ્રથમ પ્રહર અર્ધ વીતી ચૂક્યો હતો. એક એક પળ વીતતી હતી અને બિભીષણ-સુગ્રીવ વગેરેની વ્યાકુળતા વધતી હતી.

'શું કરવું ?' આ પ્રશ્ને સહુને મૂઢ બનાવી દીધા હતા.



## ૭૯ : : એક રાત....અનેક વાત

કેવી એ બિહામણી વિભાવરી હતી ?

લક્ષ્મણજી મૂચ્છિર્ત હતા....શ્રી રામ ચિંતિત અને હતાશ હતા.

દશમુખ રાવણ શોકાકુલ....વિહ્વળ અને વ્યગ્રચિત્ત હતો....સહુ ત્રણ દિવસનાં ઘોર–ભયંકર યુદ્ધના ભૂતકાળને યાદ કરતા કંપી ઉઠયા હતા....ભાવિની કલ્પના અસ્પષ્ટ અને ધૂંધળી હતી.

એક રાક્ષસ પરિચારિકા ત્વરાથી દોડતી દેવરમણ ઉદ્યાનમાં પહોંચી. તે પરિચારિકા સીતાને ચાહતી હતી.... તેણે સીતાને સમાચાર આપ્યા.

'સીતા, આજના યુદ્ધમાં લક્ષ્મણજી હણાયા .. છે. શ્રી રામ લક્ષ્મણના નિષ્પ્રાણ દેહને ઉત્સંગમાં લઈને બેઠા છે....સાંભળ્યું છે કે રામ પણ પ્રભાતે પ્રાણ....

સીતાના શ્વાસ અદ્ધર થઈ ગયા....તે ઉભાં થઈ ગયાં... પેલી પરિચારિકાના બે ખભા પકડી તેને પૂછ્યું :

'શું તું સાચું કહે છે ? આજેય લક્ષ્મણ હણાયા ?'

'દેવી, મેં રાજમહાલયમાં વાત સાંભળી છે.... લંકાની ગલી ગલીમાં વાત થઈ રહી છે....'

સીતા માટે આ સમાચાર અસહ્ય હતા ...તેમને મૂર્છા આવી ગઈ... ઉદ્યાનની ધરતી પર તેમનો દેહ ઢળી પડયો. આજુબાજુની પરિચારિકાઓ દોડી આવી. શીતોપચાર કરવામાં આવ્યો. સીતાની મૂર્છા દૂર થઈ પણ કરુણ વિલાપથી સીતાએ રાક્ષસણીઓનાં ક્રૂર હૃદય પણ ભીંજવી નાંખ્યાં. સીતાજી ખૂબ રડયાં....અંતે તેઓ બોલ્યાં :

'હા વત્સ લક્ષ્મણ, આર્યપુત્રને એકાકી છોડી તું કયાં ચાલ્યો ગયો ? તારા વિના તારા અગ્રજ એક મુહૂર્ત પણ જીવી શકવા સમર્થ નથી. ધિક્કાર હો મને, હું મંદભાગ્યા છું....કે મારા જેવી અભાગણીના નિમિત્તે સ્વામી અને દેવરનું આવું અશુભ થયું... શું કરું ? કયાં જાઉં ? હે વસુંધરા, મારા પર કૃપા કર, મને માર્ગ આપ....હું તારામાં સમાઈ જાઉં....અથવા હે હૃદય, તું ટુકડા થઈ જા... હું જીવવા ચાહતી નથી....હું સ્વામી અને દેવર વિના જીવી શકતી નથી....' ચોધાર આંસુ અને અસંખ્ય ડૂસકાં....સીતાના કરૂણ કલ્પાંતે લંકાની એ રાત્રિને અભિશાપિત કરી.

પરિચારિકાઓના સમુહમાં એક વિદ્યાધરી પાસે 'અવલોકિની વિદ્યા' હતી. એ વિદ્યા દ્વારા એ ભવિષ્યના ભેદ જાણી શકતી. સીતાના હૃદય-પ્રકંપક રૂદને એ

વિદ્યાધરીના હૃદયને સહાનુભૂતિથી છલકાવી દીધું. તે તૂર્ત ઉદ્યાનના એક એકાંત ભાગમાં પહોંચી. પદ્માસન લગાવીને બેસી ગઈ અને 'અવલોકિની વિદ્યા'નું સ્મરણ કર્યું. વિદ્યાદેવી તૂર્ત ઉપસ્થિત થઈ. વિદ્યાધરીએ પૂછ્યું :

'હે વિદ્યાદેવી, રામ-રાવણના યુદ્ધમાં કોનો વિજય થશે ? લક્ષ્મણ મૃત્યુ પામશે કે જીવશે ? સીતાનું શું થશે ?'

'હે ભદ્રે ! આ યુદ્ધમાં શ્રી રામનો જ વિજય થશે. કાલે પ્રભાત પૂર્વે લક્ષ્મણ પરથી મહાશક્તિનો પ્રભાવ દૂર થશે અને રામ લક્ષ્મણસહિત અહીં આવી સીતાને પ્રસન્ન કરશે.'

અવલોકિની વિદ્યા અદૃશ્ય થઈ ગઈ. વિદ્યાધરી દોડતી સીતાજી પાસે આવી. વિદ્યાદેવીએ ભાખેલું ભવિષ્ય કહ્યું. સીતાજીને શાંતિ થઈ...

હજુ રાત્રિનો પ્રથમ પ્રહર જ ચાલી રહ્યો હતો. સીતાજી પ્રભાત સૂર્યોદયની પ્રતીક્ષા કરતાં, મનમાં લક્ષ્મણજીનું નવજીવન ઝંખતાં દેવરમણ ઉદ્યાનમાં સમય વ્યતીત કરવાં લાગ્યા....

અને રાવણ ?

'આજે લક્ષ્મણ મરાયો !' એ વિચાર તેને હર્ષઘેલો બનાવતો હતો....ત્યારે કુંભકર્ણ....ઈન્દ્રજિત.. મેઘવાહન વગેરે શત્રુશિબિરમાં બંધનગ્રસ્ત છે,' એ વિચાર તેને શોકાકુલ બનાવતો હતો. લંકાનો શ્વેત સંગેમરમરનો

રાજપ્રસાદ, તેની રત્નજડિત છત અને ભૂમિ–ભાગ રાવણને આશ્વાસન આપી શકતો ન હતો....

'હા વત્સ કુંભકર્ણ, તું મારો જ બીજો આત્મા છે... હે ઈન્દ્રજિત, મેઘવાહન તમે બંને મારી ભૂજાઓ છો.... વત્સ જંબૂમાલી...તું મને મૂકીને ચાલ્યો ગયો? મારો પરિવાર છિન્નભિન્ન થઈ ગયો....' રાવણ વારંવાર મૂર્ચ્છિત થવા લાગ્યો કરુણ સ્વરે રડી પડ્યો....લંકાપતિ મહાન્ધ રાવણ! ઈન્દ્ર, કૂબર અને યમ જેવાને વશ કરનારો વિશ્વવિજેતા રાવણ.. અસહાય બની એ રાત્રિએ ધ્રુસકે ધ્રુસકે રડી પડયો હતો....ત્યારે લંકા ઘોર અશાન્તિમાં ડૂબી ગઇ હતી. રાવણના આંસુઓથી ભીંજાયેલા મુખને સાફ કરનાર ત્યાં કોઇ હાજર ન હતું. ઉદ્વેગ, સંતાપ અને અજંપામાં આળોટતો રાવણ અસંખ્ય વિકલ્પોમાં ગોથાં ખાઈ રહ્યો હતો.

શ્રી રામની વ્યાકુળતા પણ વધી રહી હતી. લક્ષ્મણને મહાશક્તિની અસરમાંથી મુક્ત કરવાનો કોઈ ઉપાય જડતો ન હતો....સહુ ચિંતાના મહાસાગરમાં ડુબકીઓ ખાઈ રહ્યા હતા.

ત્યાં પૂર્વ દિશાના દ્વારે, જ્યાં ભામંડલ શસ્ત્ર સજ્જ બની ઊભો હતો,...એક વિદ્યાધર આવ્યો. તેણે ભામંડલને મસ્તક નમાવ્યું બે હાથ જોડી તેણે કહ્યું :

'હે રાજન્, જો તમે શ્રી લક્ષ્મણના આપ્તજન છો

તો મને શ્રી રામ-ચરણે લઈ જાઓ. લક્ષ્મણને જીવાડવાનો એક ઉપાય હું લઇ આવ્યો છું....'

'તું કોણ છે ?'

હું તમારો હિતસ્વી છું....બીજો પરિચય પછી આપીશ. અત્યારે એક ક્ષણનો પણ દુરૂપયોગ ન કરો.'

ભામંડલે આગંતુક વિદ્યાધરને મજબૂત પકડયો અને શ્રી રામ પાસે લઇ આવ્યો. વિદ્યાધરે શ્રી રામને નમન કરી અને પોતાનો પરિચય આપતા કહ્યું :

'હે દશરથનંદન, હું સંગીતપુરનગરનો રાજકુમાર પ્રતિચંદ્ર છું. પિતાનું નામ શશિમંડલ અને માતાનું નામ સુપ્રભા.

એક દિવસની વાત છે. હું મારી પ્રિયતમા સાથે ગગનવિહાર કરવા નીકળ્યો. માર્ગમાં 'સહસ્રવિજય' નામના વિદ્યાધરે અમને જોયા....એનું અમારી સાથે જુનું વૈર હતું.. યુદ્ધ જામ્યું ...તેણે મને 'ચંડરવા' શક્તિથી આહત કર્યો....હું જમીન પર પછડાઈ પડયો. ભાગ્યયોગે હું જે ભૂમિ પર પટકાયો-તે ભૂમિ હતી સાકેતપુરની.

હજુ મને પછડાટની કળ વળી ન હતી-શક્તિપ્રહારની અપાર વેદના અનુભવતો હતો ત્યાં આપના લઘુભ્રાતા ભરતે મને જોયો તેઓ દોડી આવ્યા, દયાસાગર ભરતે તૂત

મારા માટે ચમત્કારી 'ગંગાજલ' મંગાવી મારા પર છાંટયું....મારા શરીરમાંથી "ચંડરવા' શક્તિ નિકળી ગઈ.

હું જાગૃત થયો....વિસ્મિત ચિત્તે મેં મહારાજા ભરતને એ ચમત્કારી ગંગાજલનો મહિમા પૂછયો....ભરતે મને એનો મહિમા આ રીતે બતાવ્યો, હું એમના જ શબ્દોમાં એ મહિમા કહી બતાવું છું, તે આપ સાંભળો :

'ગજપુરથી 'વિંધ્ય નામનો સાર્થવાહ અહીં આવેલો. માર્ગમાં તેનો એક બળદ અશકત બની ગયો. અતિભાર વહન કરવાથી તેનાં ગાત્ર શિથિલ થઈ ગયાં. તેને અહિં જ પડતો મૂકી વિંધ્ય સાર્થવાહ ચાલ્યો ગયો. નિષ્ઠુર નગરવાસીઓ ભૂમિ પર પડેલા બળદના માથે પગ દઈને ચાલવા લાગ્યા. બળદ અતિ ત્રાસથી રીબાઈને મૃત્યુ પામ્યો...પરંતુ મૃત્યુ સમયે કોઈ શુભ ભાવ આવી ગયો....મરીને તે વાયુકુમાર દેવ થયો. અવધિજ્ઞાનથી તેણે પોતાનું પૂર્વ જીવન જોયું.... ક્રૂર નગરવાસીઓએ કરેલી ઘોર કદર્થના તેણે જોઈ....રોષે ભરાણો....આખા નગરમાં રોગો ફેલાવ્યા...નગર જ નહીં ....મારા સમગ્ર દેશમાં રોગો ફેલાવ્યા....પરંતુ એમાં એક માત્ર મારા મામા દ્રોણમેઘ રાજાનો દેશ અને એમનું કુટુંબ બચી ગયું. આ વાત મારા જાણવામાં આવી....મને આશ્ચર્ય થયું. હું મામાને ઘેર ગયો....મામાને પૂછયું :

'સમગ્ર દેશ જયારે અનેક રોગથી પીડાઈ રહ્યો છે, ત્યારે આપ અને આપનો જનપદ કેવી રીતે બચી ગયા ?

મામાએ કહ્યું : ભરત, રાણી પ્રિયંકરા પૂર્વે વ્યાધિથી ઘેરાઈ ગઈ હતી. પરંતુ જ્યારે તે ગર્ભવતી બની...ત્યારથી તે નિરોગી બની ગઈ... પુત્રીનો જન્મ થયા પછી સમગ્ર પરિવાર રોગમુક્ત બન્યો....તેનું નામ 'વિશલ્યા' રાખવામાં આવ્યું....વિશલ્યા જેનો સ્પર્શ કરે તે નિરોગી બની જાય! બસ, મારો સમગ્ર દેશ વિશલ્યાના કરસ્પર્શથી ને તેના સ્નાનજલથી નિરોગી બન્યો....

એકવાર 'સત્યભૂતશરણ' નામના મહામુનિને મેં વિશલ્યાના પ્રભાવની પાછળ છુપાયેલા રહસ્યને જાણવા પૂછ્યું :

'પ્રભો! વિશલ્યાના પ્રભાવનું શું કારણ છે?'

'રાજન, પૂર્વભવની તપશ્ચર્યાનું આ ફળ છે. તેના સ્નાત્રજળથી મનુષ્યોના ઘા રૂઝાશે; શલ્ય દૂર થશે, વ્યાધિનો ઉપશમ થશે અને એના પતિ લક્ષ્મણ થશે!'

મુનિવચનથી અને મારા અનુભવથી આ રીતે મેં વિશલ્યાના સ્નાન-જલના પ્રભાવનો નિર્ણય કર્યો.

આ પ્રમાણે દ્રોણમેઘે મને કહીને વિશલ્યાનું સ્નાનજલ મને પણ આપ્યું. તેનાથી મારા દેશના વ્યાધિગ્રસ્ત મનુષ્યો પણ નિરોગી બન્યા...અને આજે તમારા પર પણ એ પાણીનો ઉપયોગ કરતાં જ તમારું શલ્ય દૂર થયું.' શક્તિ-પ્રહારની અસર દૂર થઈ અને પુનર્જીવન પ્રાપ્ત થયું.'

આગંતુક વિદ્યાધરની વાત શ્રી રામ, ભામંડલ અને બિભીષણ રસપૂર્વક સાંભળતા હતા. વિદ્યાધરે કહ્યું :

'ભરતે મારા પર કરેલા પ્રયોગથી મને દૃઢ શ્રદ્ધા થઈ છે કે વિશલ્યાનું સ્નાનજલ સાચે જ મહાન્ પ્રભાવશાળી છે.... માટે એ પ્રભાત થવા પૂર્વે આર્ય લક્ષ્મણ માટે એ સ્નાન અહીં લાવવું જોઈએ....ત્વરા કરો, વિલંબ કર્યા વિના ભરત પાસેથી એ સ્નાનજલ લઈ આવો.'

રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થવા આવ્યો હતો. લંકાથી અયોધ્યા જવાનું, સ્નાનજલ લઈને પાછા લંકા આવવાનું! શ્રી રામે ભામંડલ સામે જોયું. ત્યાં હનુમાન અને અંગદ પણ આવી પહોંચ્યા. ચંદ્રરશ્મિ, નલ-નીલ પણ ઉપસ્થિત થયા. શ્રી રામે કહ્યું :

'ભામંડલ! તમે હનુમાન તથા અંગદને લઈ તૂર્ત અયોધ્યા જાઓ. ભરતને વાત કરી, વિશલ્યાનું સ્નાન-વારિ લઇ પ્રભાત પૂર્વે અહીં ઉપસ્થિત થાઓ.'

ભામંડલ વિચારમાં પડી ગયો, એ કંઈ બોલે તે પૂર્વે જ બિભીષણે કહ્યું :

'ચિંતા ન કરો ભામંડલ, મારી પાસે પવનગતિ વિમાન છે. એ તમે લઇ જાઓ. પવનની ગતિએ ઉડે છે. તમે સમય જાળવી શકશો.'

શ્રી રામને નમન કરી ભામંડલ, હનુમાન અને અંગદ વિમાનમાં બેસી ગયા....વિમાન અયોધ્યાની દિશામાં અદૃશ્ય થઈ ગયું. શ્રી રામ...બિભીષણ અને ચંદ્રરશ્મિ વગેરે પ્રસન્ન થઇ ગયા. વિદ્યાધરકુમાર પ્રતિચંદ્રને ખૂબ ખૂબ

ધન્યવાદ આપવા લાગ્યા.

રામાયણના એ મહાન્ યુદ્ધમાં પ્રતિચન્દ્રને કેમ મહત્ત્વપૂર્ણ સ્થાન નથી અપાયું, એ એક ગંભીર પ્રશ્ન છે. લક્ષ્મણજીનો પ્રાણ બચાવનાર પ્રતિચન્દ્રકુમાર યુદ્ધવિજય પછી પણ કોઇ સુયોગ્ય પુરસ્કાર પામતો હોય તેવું રામાયણકારે જણાવ્યું નથી....ભરતે પ્રતિચન્દ્રને પુનર્જીવન આપી ઉપકાર કર્યો હતો. જાણે એ ઉપકારનો કૃતજ્ઞભાવે બદલો ચૂકવતો હોય તેમ તેણે લક્ષ્મણજીને પુનર્જીવન આપ્યું!

વિમાન અયોધ્યા પહોંચ્યું.

રાત્રીનો દ્વિતીય પ્રહર પૂર્ણ થવાની તૈયારીમાં હતો.

અયોધ્યાના રાજમહેલની અગાસીમાં નિદ્રાધીન ભરતને જોઈ, તેને જાગ્રત કરવા માટે અંગદે ગીત લલકાર્યું. રાજકાર્યમાં પણ રાજાને સાવધાનીથી જાગ્રત કરવાની નીતિ અંગદ જાણતો હતો. ભામંડલ અને હનુમાને પણ ગીતના સૂરોમાં પોતાના સૂર મિલાવ્યા....'મધ્યરાત્રિએ ગીત?' ભરતની નિદ્રા ઉડી ગઇ....ત્યાં સામે જ બે હાથ જોડી મસ્તક નમાવી ઉભેલા ભામંડલને જોયો. ભરતે તુર્ત ભામંડલને ઓળખી લીધો....બાજુમાં ઉભેલા હનુમાનને પણ ઓળખી લીધા....અંગદનો પરિચય ન હતો. ભામંડલે પરિચય આપ્યો. ભરતે પુછ્યું :

'કહો, અત્યારે કેમ પધાર્યા?'

'વિશલ્યાનું સ્નાનજળ લેવા...'

'પ્રયોજન ?'

'લક્ષ્મણજી રાવણની મહાશક્તિથી આહત થયા છે, પ્રભાત થવા પૂર્વે કોઇપણ ઉપાયે એ મહાશક્તિને ભગાડવી જોઈએ....અન્યથા પ્રાણનો....'

'પરંતુ ...' ભરત મૂંઝવણ અનુભવવા લાગ્યો.

'શું ?'

'મારી પાસે જરા ય સ્નાનજલ રહ્યું નથી ....અને વિશલ્યા છે કૌતુકમંગલ નગરે....'

'કોઈ ચિંતાનું પ્રયોજન નથી. અમારી પાસે પવનવેગી વિમાન છે. કૌતુકમંગલ પહોંચવું એટલે અર્ધ ઘટિકાનું કામ !'

ભરતને વિમાનમાં બેસાડી દીધો. ભામંડલે વિમાનમાં ભરતને લંકાના યુદ્ધનો ચિતાર આપી દીધો. લક્ષ્મણજીની સર્જાયેલી આકસ્મિક ભયાનક સ્થિતિએ ભરતને શોકાકુલ બનાવી દીધો. પરંતુ 'વિશલ્યાના સ્નાનજલથી લક્ષ્મણજી અવશ્ય પુનર્જીવન પામશે,' આ વિચારથી તેને આશ્વાસન મળ્યું. ભરતે કહ્યું :

'હું લંકા આવું ! અયોધ્યાના લાખો શૂરવીર સુભટોને યુદ્ધમાં ઉતારૂં...કાલે જ લંકાનું પતન થાય....'

'રાજેશ્વર, આપ નિશ્ચિંત રહો, આપને લંકા પધારવાની જરાયે આવશ્યકતા નથી. લક્ષ્મણજી શક્તિપ્રહારની મૂર્ચ્છા-માંથી જાગ્રત થાય, એટલી વાર છે ! કાલનું યુદ્ધ રાવણના

માટે અપશુકનીયાળ નિવડશે....બીજું, અમારી પાસે હજુ લાખો પરાક્રમી સુભટોનું સૈન્ય છે...જે લંકાની લક્ષ્મી પામવા થનગની રહ્યું છે. આપ અયોધ્યામાં જ રહી અયોધ્યાના વિશાળ રાજ્યને સંભાળો. અને માતાઓને આશ્વાસનરૂપ બનો, એ જ સુયોગ્ય છે.'

ભામંડલની વાત સાંભળી ભરત મૌન રહ્યો....ત્યાં કૌતુકમંગલ નગર આવી ગયું. રાજા દ્રોણમેઘના રાજમહેલની અગાસીમાં જ વિમાનને ઉતારવામાં આવ્યું. ભામંડલ આદિને વિમાનમાં જ બેસવાનું કહી ભરત રાજા દ્રોણમેઘ પાસે ગયા. દ્રોણમેઘને નિદ્રામાંથી જગાડી ભરતે ભામંડલ, હનુમાન તથા અંગદના આગમનની વાત કરી. દ્રોણમેઘ તુર્ત ભરતની સાથે ભામંડલ પાસે આવ્યો; નમન કરી, સહુને લઈ રાજમહેલમાં આવ્યો. ભરતે કહ્યું :

'રાજન્, અત્યારે સમય ઘણો જ અલ્પ છે. પ્રભાત પૂર્વે વિશલ્યા લંકાની શિબિરમાં પહોંચી જવી જોઇએ...લક્ષ્મણજીના જીવન-મરણનો પ્રશ્ન છે.'

'ભરત, હું પ્રસન્નતાથી વિશલ્યા આપું છું. વિશલ્યા મનથી લક્ષ્મણજીને વરી ચૂકી છે. જ્ઞાની ગુરૂદેવનું પણ એ ભવિષ્ય કથન છે. પરંતુ એક હજાર સખીઓ સાથે વિશલ્યા લક્ષ્મણને વરશે....એ વાત તમારે....'

'અવશ્ય રાજન્! યુદ્ધ પૂર્ણ થતાં જ લંકામાં વિશલ્યાનો લક્ષ્મણજી સાથે લગ્નોત્સવ ઉજવીશું.' અંગદે ખાત્રી આપી.

તુર્ત દ્રોણમેઘે વિશલ્યાને બોલાવી....પૂર્વભવથી તપ-સ્વિની વિશલ્યાના પુણ્યપ્રભાવથી ભામંડલ આદિ પ્રભાવિત થયા. વિશલ્યાને ભામંડલ આદિની સાથે લંકા જવાની દ્રોણમેઘે આજ્ઞા કરી. વિશલ્યાને રોમાંચ થયો. તેનું હૃદય પ્રસન્ન થયું. તે અવિલંબ તૈયાર થઈ....એક હજાર સખીઓને અત્યારે જગાડીને સાથે લેવાનો સમય ન હતો... પાછળથી તેમને લંકા મોકલવાનું કહી વિશલ્યા વાયુયાનમાં બેસી ગઈ.

ભામંડલે દ્રોણમેઘનો અતિ આભાર માની વિમાનને અયોધ્યા પ્રતિ હંકારી મૂક્યું; કારણ કે ભરતને અયોધ્યા મૂકીને તેમને લંકાનું જવાનું હતું.

તૃતીય પ્રહરની અંતિમ ઘટિકા વ્યતીત થઈ રહી હતી.

પવનવેગી જાજ્વલ્યમાન વિમાન લંકા તરફ ધસી રહ્યુ હતું. વિમાનને ભામંડલે ઘણી ઉંચાઈએ લીધું. તેને એક ભય હતો : 'કદાચ રાવણને આ વાતની ખબર પડે, ને માર્ગમાં જ કોઈ વિઘ્ન ઉભુ કરી દે.'

શુભ કાર્યમાં વિઘ્નની આશંકા થતી હોય છે.

બિભીષણ, સુગ્રીવ વગેરે અયોધ્યાની દિશામાં આતુર નયને, ઉત્સુક હૃદયે જોઈ રહ્યા હતા. અનેક શુભ-અશુભ વિકલ્પોમાં અટવાતા શ્રી રામ વારંવાર સુગ્રીવને પૂછતાં હતા : 'ભામંડલ આદિ આવી ગયા ?' સુગ્રીવ શ્રી રામને ધૈર્ય

બંધાવતો 'હમણાં જ આવી જશે.' કહીને અયોધ્યાની દિશામાં આકાશને જોતો ઉભો રહેતો.

ચોથો પ્રહર....

એક ઘટિકા વીતી ગઈ....

ત્યાં પૂર્વ દિશામાં ઝળકારો થયો....

સુગ્રીવ....બિભીષણને ફાળ પડી. શું સૂર્યોદય થઈ ગયો? ત્યાંજ તેમનો ભ્રમ ભાંગી પડયો. વિશલ્યાને લઈ આવતું વિમાન દ્રુત ગતિથી આવી રહ્યુ હતું. બિભીષણે હર્ષધ્વનિ કર્યો...સુગ્રીવ દોડીને શ્રીરામ પાસે પહોંચી ગયો....તે બોલી ઉઠયો :

'વિશલ્યા આવી ગઈ દેવ!'

શ્રી રામ ઉભા થઈ ગયા. વિમાન સીધું જ લક્ષ્મણજી પાસે ઉતાર્યું. ક્ષણનો ય વિલંબ કર્યા વિના વિશલ્યા વિમાનમાંથી કૂદી પડી....ભૂમિ પર ચત્તાપાટ પડેલા પોતાના પ્રાણવલ્લભને જોયા ...ક્ષણભર વિશલ્યા ધ્રૂજી ગઈ.... પરંતુ બીજી જ ક્ષણે પંચપરમેષ્ઠિ ભગવંતનું સ્મરણ કરી લક્ષ્મણજી પાસે બેસી તેમના વિદારાયેલા વક્ષસ્થલને કર-સ્પર્શ કર્યો....

ચારે બાજુ શસ્ત્રસજ્જ બની બિભીષણ, સુગ્રીવ, ભામંડલ, હનુમાન, ચન્દ્રરશ્મિ, અંગદ....વગેરે ગોઠવાઈ ગયા હતા.

વિશલ્યાના કરસ્પર્શે ચમત્કાર સર્જી દીધો...

'અમોઘ વિજયા' મહાશક્તિ ધ્રૂજી ઉઠી ...લક્ષ્મણજીના દેહને ત્યજી દેવાનું અનિવાર્ય બન્યું....તે મહાશક્તિ એક દેવી હતી....લક્ષ્મણજીના દેહમાંથી નિકળીને આકાશમાર્ગે ભાગી....

પણ જેવી નીકળીને આકાશમાં ભગી....હનુમાનજીએ કુદકો મારી તેને પકડી ...હનુમાનના હાથમાં સપડાયેલી મહાશક્તિ મુકત થવા તરફડિયાં મારવા લાગી....તે કરગરી પડી.

'હનુમાન મને છોડ. મારો કોઈ દોષ નથી ...હું પ્રજ્ઞપ્તિની ભગિની છું. ધરણેન્દ્રે મને રાવણને સોંપી છે....હું શું કરૂં ? વિશલ્યાના પૂર્વજન્મની ઉગ્ર તપશ્ચર્યાના અસહ્ય પ્રતાપને સહન કરી શકવા હું સમર્થ નથી....હું જાઉં છું... મને મુકત કર.'

હનુમાને મહાશક્તિને મુકત કરી. લજ્જાથી નમી પડેલી મહાશક્તિ અદૃશ્ય થઈ ગઈ.

વિશલ્યા લક્ષ્મણજીના દર્શને જ રોમાંચિત થઈ ગઈ હતી. મહાશક્તિ નીકળી જતાં પુનઃ વિશલ્યાએ લક્ષ્મણજીના દેહે પોતાનો કોમળ કરસ્પર્શ કરવા માંડયો.

'ગોશીર્ષચંદન લાવો.' વિશલ્યાએ ભામંડલને કહ્યું.... તુર્ત ગોશીર્ષચંદન ઘસીને લાવવામાં આવ્યું, રત્નના ભાજનમાં ચંદન લઈ વિશલ્યાએ લક્ષ્મણજીનાં દેહે વિલેપન કરવા માંડયું. મહાશક્તિએ કરેલો ઘા રૂઝાવા ....માંડયો અને

દેહમાં ચૈતન્ય ધબકવા માંડયું....આંખોની પાંપણો ફરફરવા લાગી. ફીકકું પડી ગયેલું મુખ લાલ થવા માંડયું....

બીજી બાજુ ભામંડલે પવનવેગી વાયુયાનને લઈ અંગદને કૌતુકમંગલ મોકલીને વિશલ્યાની એક હજાર સખીઓને બોલાવી લીધી.

શ્રીરામનાં નયનોમાંથી હર્ષનાં ચોધાર આંસુ વરસી રહ્યા હતાં. તેઓ ઉભા ઉભા લક્ષ્મણજી સામે અનિમેષ નયને જોઈ રહ્યા હતા. તેમનું હૃદય વિશલ્યા પર હેતના ફૂવારા વરસાવી રહ્યું. સુગ્રીવ આદિનાં મન હર્ષવિભોર બની ગયાં હતાં.

પૂર્વદિશા લાલ-લાલ બની ગઇ.

સૂર્યના આગમનની એંધાણીઓ થઈ રહી....અને લક્ષ્મણજીએ આંખો ખોલી.. તેમણે વિશલ્યાને જોઇ...

વિશલ્યાના નયન હર્ષનાં અશ્રુથી છલોછલ ભરાઈ ગયાં.... તેનું મુખ લાલઘૂમ થઈ ગયું....

લક્ષ્મણજી આળસ મરડીને ઉભા થયા....શ્રીરામને ભેટી પડયા... સુગ્રીવે જયધ્વનિથી યુદ્ધ ભૂમિને ગજવી દીધી. સૈન્ય નાચવા લાગ્યું...સર્વત્ર આનંદ.. આનંદ વર્તાઈ ગયો.

સૂર્યોદય થયો....

પણ...આજે યુદ્ધ માટે રાવણ લંકાની બહાર જ નીકળ્યો નહીં.

ભામંડલે શ્રી રામને નમન કરી કહ્યું :

'હે કૃપાનિધિ, રાજા દ્રોણમેઘે આપણા પર અનંત ઉપકાર કર્યો છે. દેવી વિશલ્યાએ માત્ર લક્ષ્મણજીને જ નહીં અમને સહુને નવજીવન આપ્યું છે. મહાદેવી સીતાના સૌભાગ્યને અખંડિત રાખ્યું છે..'

એક મહત્વની વાત હવે મારે પ્રકાશિત કરવી જોઇએ. દેવી વિશલ્યા એક સહસ્ર સખીઓ સાથે લક્ષ્મણજીને વરી ચૂકી છે. રાજા દ્રોણમેઘે લક્ષ્મણજી સાથે વિશલ્યાનું લગ્ન કરવાનું કહ્યું છે....અમે એ વચનથી બંધાઈ આવ્યા છીએ...'

શ્રી રામ પ્રફૂલ્લિત થઈ ગયા.

'હું સૌમિત્રીને આજ્ઞા કરું છું, તે વિશલ્યાસહિત એક સહસ્ર કન્યાઓનું પાણિગ્રહણ કરે.'

લક્ષ્મણજીએ મૌન રહી પોતાની અનુમતિ આપી.

યુદ્ધની છાવણી લગ્નમહોત્સવની ધામધૂમથી ગાજી ઉઠી. લગ્નની શરણાઇઓ બજી ઉઠી. વિદ્યાધર રાજાઓએ ભવ્ય મહોત્સવ ઉજવ્યો અને વિશલ્યાનું એક હજાર કન્યાઓ સાથે લક્ષ્મણજીએ પાણિગ્રહણ કર્યું....

લંકામાં લક્ષ્મણજીના પુનર્જીવનના સમાચાર ફેલાઈ ગયા.. પેલી અવલોકિની વિદ્યાધરીએ સીતાજીને આ શુભ સમાચાર પહોંચાડયા....

સીતાજીએ ત્યારે કેવો હર્ષ અનુભવ્યો હશે ?

રાક્ષસેશ્વરે ચોથા દિવસે યુદ્ધ સ્થગિત રાખી; લંકાના વિચક્ષણ દીર્ઘદૃષ્ટા મંત્રીશ્વરોની એક પરિષદ બોલાવી. પોતાનું જ મનમાન્યું કરવાની કુટેવવાળો રાવણ કોઈની હિતકારી સલાહ સાંભળવા રાજી ન હતો. એવી સલાહ આપવા આવેલા બિભીષણનો તે વધ કરવા ધસ્યો હતો... ને પોતાના દક્ષિણ કર સમા ભ્રાતાને તે ગુમાવી બેઠો હતો. તે એ પણ જાણતો હતો કે મંત્રિમંડલ એને શું સલાહ આપશે! પરંતુ તેના એક પછી એક દાવ નિષ્ફળ ગયા. તે ઘણું ગુમાવી બેઠો હતો. એક પરસ્ત્રી....સીતાની ખાતર તેણે લાખો સુભટોનાં લોહી રેડયાં....કુંભકર્ણ, ઈન્દ્રજિત, મેઘવાહન જેવા ભ્રાતા અને પુત્રોને શત્રુની છાવણીમાં બંધનગ્રસ્ત બનાવ્યા. અનેક પરાક્રમી પુત્રોના શત્રુના હાથે વધ થતા જોયા....છતાં ? એ પરસ્ત્રી હજુ તેનુ મુખ જોવા પણ રાજી ન હતી. તેના પડછાયાના સ્પર્શને પણ તે પાપ સમજતી હતી....રાવણ એ જાણતો હતો....પણ શું કરે ?

સીતાના સંભોગની કલ્પના તેના મનને બેહોશ બનાવી દેતી હતી. તે સર્વસ્વના ભોગે પણ સીતાને મેળવવા ચાહતો હતો. બધું લુંટાઈ જાય....એક સીતા રહે તો પણ તેને મંજુર હતું....આ કામવિડંબનાથી પિડાતા રાવણે મંત્રિમંડલની પરિષદ્ બોલાવી. તેમની બુદ્ધિથી પોતાના મનોરથો સફળ બનાવવા વિચાર કર્યો.

એક પછી એક મહામંત્રી લંકાની રાજસભામાં આવવા લાગ્યા. પણ તેમને આજે લંકાનો આ સુવર્ણ પ્રાસાદ ઝાંખો લાગ્યો....પ્રાસાદની સોપાનપંક્તિઓ નિસ્તેજ ભાસી.... રત્નજડિત ભૂમિભાગ પર રકતનાં બિંદુઓ છંટાયેલાં હોય તેવો ભાસ થયો. રાજમહેલના પરિચારકો, સુભટો....દાસ-દાસીઓ સહુના મુખ પર ઉદાસીનતા....ઘોર નિરાશા છવાયેલી હતી.

રત્નદીપકોથી ઝગમગાટ કરતી રાજસભામાં પોતપોતાના આસને આવી મંત્રીઓ બેસવા લાગ્યા. સહુ આવી ગયા હતા અને રાક્ષસેશ્વરના આગમનની પ્રતીક્ષા કરી રહ્યા હતા. અર્ધઘટિકા પર્યંત પ્રતીક્ષા કરી....સહુ મૌન હતા....ત્યાં રાક્ષસેશ્વરના આગમનની સૂચના આપવામાં આવી. લંકાપતિ પોતાના પૂર્ણ ઐશ્વર્ય સહિત રાજસભામાં પ્રવેશ્યો. મંત્રીમંડળે ઊભા થઈ અભિવાદન કર્યું. રત્ન, સુવર્ણ અને મણિ–મુકતાથી ખચિત રાજસિંહાસન પર આરુઢ થઈ લંકાપતિએ પોતાના મંત્રિમંડલ ઉપર એક

વેધક દૃષ્ટિ ફેંકી જોઈ. અપૂર્વ બુદ્ધિવૈભવશાળી મંત્રીઓ લંકાપતિની મુખમુદ્રાનું અધ્યયન કરતા મૌન બેઠા.

લંકાપતિએ આજે પોતાના ઐશ્વર્યને ધારણ કરવામાં કોઇ કચાશ નહોતી રાખી, પરંતુ આજે એ મુકત હાસ્ય વેરતા શત્રુઓને હસી નાંખતો....ને પોતાના ભૂજબળ પર વિશ્વાસ ધરાવતો રાવણ નહોતો દેખાતો! આજે એના મુખ પર ગંભીરતા હતી....એના માથે જાણે હિમાદ્રિનો ભાર હતો. આજે જાણે એને શત્રુઓ હસી નાંખતા હોય તેવો હતપ્રભ ... છતાં બનાવટી પ્રભાવ ઊભો કરતો એ દેખાતો હતો. આજે એને પોતાને પોતાના ભૂજબળ પરનો વિશ્વાસ ન હોય....એ કોઇની સહાય ઝંખતો હોય...એવો છતાં ઉપર-છલ્લી બેપરવાઈ બતાવતો એ દૃષ્ટિગોચર થતો હતો. એની દૃષ્ટિમાં વિકાર દ્વારા સર્જાતા વિનાશનું દર્શન થતું હતું....

રાજસભાનું મૌન તોડતાં રાક્ષસેશ્વર બોલ્યો :

'લંકાના વફાદાર મંત્રીશ્વરો! આજે મારે તમારી વિચક્ષણ બુદ્ધિનો પ્રકાશ જોઇએ છે '

'અમારૂં સર્વસ્વ રાક્ષસેશ્વરનું જ છે.' મહામંત્રીએ ઉભા થઈ નમન કર્યું અને સમર્પણની ભાવના અભિવ્યકત કરી.

'અભિનંદન! અભિનંદન! પ્રિય મંત્રીશ્વરો, તમારી સૂક્ષ્મ-પ્રજ્ઞા અને વિચક્ષણ રાજનીતિએ લંકાના રાજ્યને સાર્વભૌમ

રાજ્યસત્તા સ્થાપી છે.... તમે અનેકવાર આપત્તિમાં માર્ગદર્શન આપી આપત્તિને સંપત્તિમાં ફેરવી નાખી છે. ઘોર નિરાશામાં આશાના રત્નદીપ પ્રગટાવી પ્રકાશ પાથર્યો છે. લંકાની રાજસત્તાના તમે આધારસ્તંભ છો.'

રાવણ બે ક્ષણ મૌન રહ્યા. બાદ મૂળ વાત પર આવતાં તેણે કહ્યું :

'તમે સહુ ત્રણ દિવસના યુદ્ધની ફલશ્રુતિ જાણો છો કે આપણે શું ગુમાવ્યું છે ને શત્રુપક્ષે કેટલી હાનિ થઈ છે. ખેર યુદ્ધમાં બંને પક્ષે હાનિ થતી જ હોય છે. એની મને ગ્લાનિ નથી. પરંતુ મને ઘોર ગ્લાનિ છે ભ્રાતા કુંભકર્ણને ગુમાવ્યાની, શત્રુ તેને નાગપાશથી બાંધીને ઉપાડી ગયા છે. પ્રિય ઈન્દ્રજિત્ અને મારા આત્માથી અભિન્ન મેઘવાહનને પણ દુષ્ટ રામે બંધનગ્રસ્ત બનાવ્યો છે...હવે આમને મારે કેવી રીતે મુક્ત કરવા? હા, ગઈ કાલે જ્યારે મારી 'અમોઘ વિજયા' મહાશકિતએ લક્ષ્મણની છાતી ચીરી નાખી.. તેને યુદ્ધક્ષેત્રે પછાડી દીધો.... ત્યારે મેં ચોક્કસ ધાર્યું હતું કે આજે પ્રભાત થતાં જ લક્ષ્મણ મૃત્યુ પામશે.... લક્ષ્મણના વિરહને સહન નહીં કરતાં રામ પણ એની પાછળ જ સ્વર્ગે જશે. એ મૃત્યુ પામતાં વાનરદ્વીપનું સૈન્ય અને બીજા વિદ્યાધર રાજાઓ તો તૂર્ત ભાગી છૂટશે. અને મારા બંધુઓ પુત્રો... વગેરે મુક્ત થઈ અહીં આવી જશે.

પરંતુ હાય દુર્ભાગ્ય.... લક્ષ્મણ જીવી ગયો.... એ સમાચાર મને પ્રભાતકાળે જ મળી ગયા .... હવે શું કરવું? કુંભકર્ણાદિને કેવી રીતે છોડાવવા? માર્ગ બતાવો મારા પ્રિય મંત્રીશ્વરો.'

રાજસભા વિચારમાં ગરકાવ થઈ ગઈ. ત્યાં મહામંત્રીએ ઉભા થઈ કહ્યું :

'રાક્ષસેશ્વરે ઉપસ્થિત કરેલ પ્રશ્નનું એક જ સમાધાન અમને સુઝે છે, કુંભકર્ણ આદિને શ્રી રામ પાસેથી મુકત કરવા માટે સર્વ પ્રથમ આપે રામપ્રિયા સીતાને મુકત કરવી જોઈ એ....હા, આપની ઈચ્છાથી વિપરીત આ સલાહ છે, છતાં રાક્ષસકુલને સર્વનાશમાંથી ઉગારી લેવા માટે અપ્રિય પણ સલાહ આપવી, અમારૂં એક કર્તવ્ય સમજીએ છીએ.

હે વિશ્વવિજયી સમ્રાટ! આપણે કેટલું બધું ગુમાવ્યું છે? જે વીરો યુદ્ધના અગ્નિમાં હોમાઈ ગયા, તે તો પાછા મળવાના નથી. હસ્ત-પ્રહસ્ત અને મહોદર જેવા સેનાપતિઓ હણાઇ ગયા. કેઈ રાજકુમારો માર્યા ગયા, લાખો સુભટોના મૃતદેહોથી લંકાના પાદર ગંધાઇ ઉઠયાં...અરે એની પણ ચિંતા નહીં, સત્યની રક્ષા ખાતર સંસ્કૃતિની રક્ષા ખાતર આ બધું કરવું પડે તો કરવું જોઇએ...પણ રાજેશ્વર! આપ જ વિચારો, સત્ય આપણા પક્ષે છે? સંસ્કૃતિની રક્ષા આપણા પક્ષે છે? ના, જરાય નહીં... માટે ઘોર સંહારને રોકવો

જોઈએ. રાક્ષસકુલની ભવ્ય સંસ્કૃતિના ઇતિહાસને કલંકિત બનતો રોકયો જોઈએ. તે માટે સીતાને બહુમાનપૂર્વક રામને સમર્પિત કરી દેવી—એ જ એક ઉપાય મને સૂઝે છે.... બીજા મંત્રીઓ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરી શકે છે,'

મહામંત્રીનો વૃદ્ધ દેહ ધ્રુજતો હતો....તેઓ બોલતાં બોલતાં થાકી જતા હતા. તેઓ બેસી ગયા. રાજસભા પુનઃ શાંત થઈ ગઈ. રાવણ ભૂમિ તરફ દૃષ્ટિ રાખી વિચારમાં ડૂબી ગયો ધીરે ધીરે તેણે રાજસભા પર દૃષ્ટિ ફેરવી.... તે બોલ્યો :

'મહામંત્રીએ સૂચવેલો ઉપાય તો મને બિભીષણે યુદ્ધ પૂર્વે જ્યારે હનુમાન આવી ગયો હતો ત્યારે સૂચવ્યો હતો. પણ એ ઉપાય શક્ય ઉપાય નથી. મારે શક્ય ઉપાય જોઈએ છે. જો સીતાને જ પાછી સોંપી દેવાની હોય તો હું આ ઘોર સંગ્રામ શા માટે ખેલત? અને હા, જો મને મારા પરાજયની શંકા હોય તો હજુ હું તમારા સૂચવેલા માર્ગે જાઉં....પણ મને મારા પરાજયની જરાય શંકા નથી....મને ચિંતા છે એક માત્ર કુંભકર્ણ આદિની! એમને મુક્ત કરવા માટે કોઈ ઉપાય ...'

'એવો ઉપાય અમારી પાસે નથી. સીતાને મુક્ત કર્યા વિના કુંભકર્ણ આદિ કોઈ મુક્ત નહીં થઈ શકે.

રામ અને લક્ષ્મણ હવે શું કામ કબજે આવેલા શત્રુ-
૬૦ ઓને એમ છોડી દેશે! એ પણ રાજનીતિમાં નિપુણ રાજ-

કુમારો છે....વળી સત્યની ખાતર તેઓ લડી રહ્યા છે....

રાવણ બોલી ઉઠ્યો :

'એક સ્ત્રીની ખાતર આવું ઘોર યુદ્ધ કરી હિંસાના તાંડવ નૃત્ય કરવાં એ સત્ય! એ સંસ્કૃતિ!'

એટલા જ તેજ સ્વરે અને મક્કમતાથી મહામંત્રી બોલ્યા :

'એક પરસ્ત્રીની ખાતર આવું ઘોર યુદ્ધ કરી હિંસાનું તાંડવ નૃત્ય કરવું એ સત્ય? એ સંસ્કૃતિ? ઓ મારા લંકાના નાથ, આજે તમે આ શું બોલો છો? આ યુદ્ધ સીતા ખાતર રામ-લક્ષ્મણ નથી લડતા પરંતુ એક સ્ત્રીના શીલની રક્ષા ખાતર યુદ્ધ લડી રહ્યા છે.

'પરસ્ત્રીનું શીલ ન લૂંટાય,' આ સંસ્કૃતિ છે....તમે એ સંસ્કૃતિનો ધ્વંસ કરવા તૈયાર થયા છો, એની સામે આ યુદ્ધ છે. સંસ્કૃતિની રક્ષા આગળ હિંસા ગૌણ બની જાય છે. પરંતુ આજે તમારી બુદ્ધિ વિપરીત બની ગઈ છે. તમે રાક્ષસવંશનો સંહાર કરવા તૈયાર થઈ ગયા છો...'

વયોવૃદ્ધ મંત્રીની વાણીએ લંકાની રાજસભામાં ઉત્તેજના ફેલાવી દીધી. રાક્ષસેશ્વર મહામંત્રીના તીખા શબ્દોથી સળગી ઉઠ્યો :

'મહામંત્રી, રાજનીતિમાં સંસ્કૃતિનું કેટલું સ્થાન છે? સંસ્કૃતિ માનવ માટે છે. માનવ સંસ્કૃતિ માટે નથી. હું

સીતાને ચાહું છું....રામે સીતાનો મોહ જતો કરી દેવો જોઇએ....એના બદલામાં....'

'સાવ અશોભનીય બોલો છો રાજેશ્વર ! શું રાજનીતિ છે અને શું સંસ્કૃતિ છે, એના પાઠ મેં તમારા વડિલોને ભણાવ્યા છે. જે રાજનીતિ સંસ્કૃતિનું રક્ષણ ન કરે, તે રાજનીતિ ફેંકી દેવા જેવી હોય છે. જે સંસ્કૃતિના માધ્યમથી મનુષ્ય પોતાના સદાચારો સરળતાથી પાળી શકે અને પોતાના આત્માનું ઉર્ધ્વીકરણ કરી શકે તે સંસ્કૃતિ રાજનીતિને આધીન નથી.

રામપત્ની પર મોહિત થઈ તેનું અપહરણ કરી લાવવાનો તમને શું અધિકાર હતો ? હું લંકાના મહામંત્રી તરીકે આજે જાહેર કરૂં છું કે તમે લંકાની પ્રાચીન ભવ્ય સંસ્કૃતિનો ભંગ કર્યો છે.'

રાવણના કાળજે તીક્ષ્ણ તીર ભોંકાયું...તે કંઈ ન બોલ્યો. જો તે મહામંત્રી સામે કંઈ અસભ્ય બોલે તો તે સમગ્ર લંકાની જનતા તેનાથી ફરી બેસે....ને ગૃહક્લેશમાં જ તેનો વિનાશ થઈ જાય....તેણે ગમ ખાધી....પોતાના ચિત્તને થોડી કળ વળી, પછી તે બોલ્યો :

'મંત્રીશ્વરો, મને એક યોજના સુઝે છે, તે હું તમને કહું.

હું એક ચતુર દૂતને રામ પાસે મોકલું. મારો સંદેશો લઈને એ જાય....'

'શું સંદેશો મોકલશો ? કોની સાથે મોકલશો ?' મંત્રીઓ બોલી ઉઠ્યા.

'હું સામંતને દૂત તરીકે મોકલવા પસંદ કરું છું.'

'બરાબર છે.'

હું એના દ્વારા મારો સંદેશો રામને મોકલીશ. શામ, દામ, દંડ અને ભેદથી સામંત મારો સંદેશો કહેશે.'

'શું એમાં અંતે સીતાને સોંપી દેવાનો પ્રસ્તાવ પણ છે ?' મંત્રીશ્વરે પૂછ્યું.

'ના, એ વાત બની શકે એમ જ નથી. સીતાનું પ્રત્યર્પણ હું કરી શકું એમ નથી.'

તો આપના સંદેશાનું કોઈ સુખદ પરિણામ નહીં આવે....'

'ભલે '

રાવણે તુર્ત સામન્તને બોલાવ્યો. રામને આપવાનો સંદેશ તેને સમજાવી, રવાના કર્યો. સામન્તના ગયા પછી રાવણે સભાને કહ્યું.

'સામન્ત શું પ્રત્યુત્તર લઈને આવે છે તેનાથી જ્ઞાત થઈને તમે જશો.'

મંત્રીઓ ત્યાં જ બેઠા. રાક્ષસેશ્વર પણ ત્યાં જ બેઠો.

'સામંત તુર્ત શ્રીરામની છાવણી પ્રતિ રવાના થયો. સામન્તનું વ્યક્તિત્વ ઘણું જ આકર્ષક હતું. તેણે લંકાપતિના ઘણા અગત્યના સંદેશાઓ ભારત વર્ષના રાજ-રાજે-

શ્વરોને પહોંચાડ્યા હતા; અને એ ધાર્યો પ્રત્યુત્તર લઈને આવતો હતો. તેની વાણીમાં જેમ મધુરતા હતી તેમ ધીરતા હતી અને સંયમ હતો. તે દેશ–કાળની ઊંડી સૂઝ ધરાવતો હતો. આજે તેના માથે જે સંદેશ લઈ જવાનું કાર્ય આવ્યું હતું; તે તેના માટે ભારે મુંઝવણભર્યું હતું. એટલું જ નહીં પણ જોખમી હતું....રાક્ષસેશ્વરની આજ્ઞાને શિરોધાર્ય કર્યા વિના એના માટે બીજો કોઈ માર્ગ ન હતો.

તેણે શ્રી રામ અને લક્ષ્મણ માટે ઘણી વાતો સાંભળી હતી. તે અંતઃકરણથી તેમનો અનુરાગી પણ બન્યો હતો. આજે તેમના દર્શન કરવાની તક મળવાથી તેને આનંદ હતો, પરંતુ જે સંદેશ આપવાનો હતો તેનાથી તે બેચેન પણ હતો!

તે છાવણીના મુખ્ય દ્વારે આવી પહોંચ્યો. તેણે દ્વારરક્ષકને પોતાની મુદ્રિકા આપી અને શ્રી રામ પાસે જવાની ઈચ્છા વ્યકત કરી. સામંતને ત્યાં જ ઉભો રાખી દ્વારરક્ષક શ્રીરામ પાસે પહોંચ્યો, પ્રણામ કરી તેણે મુદ્રિકા શ્રીરામને બતાવી અને આંગતુકની ઈચ્છા જણાવી.

'ભલે એને આવવા દો.' દ્વારરક્ષક નમન કરી ચાલ્યો ગયો.

શ્રી રામે લક્ષ્મણજી સામે જોઈ કહ્યુ :

'રાવણનો સંદેશો લઈ દૂત આવે છે....' લક્ષ્મણજીએ શ્રી રામ સામે જોયું ને મૌન રહ્યા....દ્વારરક્ષકે સામંત

સાથે પ્રવેશ કર્યો. શ્રી રામને પ્રણામ કરી તેણે કહ્યું :

'રાક્ષસેશ્વરે આપને સંદેશ આપવા મને મોકલ્યો છે.'

'તું સંદેશ આપી શકે છે.'

સામન્તે ગળું સાફ કર્યું અને તેની લાક્ષણિક શૈલીમાં સંદેશની પ્રસ્તાવના કરી :

'રાક્ષસેશ્વર આ ભીષણ સંગ્રામથી વિરામ ચાહે છે. જો આપ માની જાઓ તો આ ઘોર હિંસા બંધ થઇ જાય. લંકાપતિએ બે ઈચ્છા વ્યકત કરી છે.'

'રાક્ષસેશ્વરની ઈચ્છા નહીં હોય, મહેચ્છા હશે !' શ્રીરામ હસતાં હસતાં સુગ્રીવ સામે જોઈ બોલ્યા.

'રાક્ષસેશ્વરે કહેવરાવ્યું છે કે કુંભકર્ણ, ઈન્દ્રજિત, મેઘવાહન વગેરે તેમનાં બંધુઓ–પુત્રોને મુકત કરવામાં આવે....'

'બીજી મહેચ્છા !' સુગ્રીવ બોલી ઉઠયો.

બીજી ઈચ્છા...સીતા લંકાપતિને સોંપી દેવામાં આવે...'

સામંતના બીજા પ્રસ્તાવે શ્રીરામને છંછેડયા... લક્ષ્મણજી રોષથી ધમધમી ઉઠયા....સુગ્રીવ સામંત તરફ ધસી ગયો.. ત્યાં સામંતે તૂર્ત વાત આગળ વધારી.

'લંકાપતિ એના બદલામાં પોતાનું અર્ધું રાજ્ય આપવા બંધાય છે...ત્રણ હજાર વિદ્યાધર કન્યાઓ આપવા તૈયાર છે...એનો સ્વીકાર કરી સંતુષ્ટ થાઓ.'

'અરે દૂત તારા રાજાને કહેજે કે તારું અર્ધું રાજ્ય જ રામ લઈને સંતુષ્ટ નહીં થાય. તારો વધ કરીને સંપૂર્ણ રાજ્ય લેશે. ત્રણ હજાર કન્યાઓની રામને જરૂર નથી, એને તો માત્ર સીતા જ જોઈએ છે.'

'હે દશરથ નંદન! લંકાપતિની વાત માની જાઓ... તમારું જીવન પણ...'

'વાચાળ દૂત, તારા લંકાપતિને કહેજે કે રામને રાજ્ય જોઈતું નથી...વિશાળ અંતેપુરનું પ્રયોજન નથી...જો એ પરસ્ત્રીલંપટને એના ભાઈઓ અને પુત્રો પાછા જોઈતા હોય તો જાનકીને બહુમાનપૂર્વક મારી પાસે મોકલી આપે.... બાકી બીજો વાણીવિલાસ કરવાની આવશ્યકતા નથી.... કોનો સર્વનાશ થશે, તે તો હવે રાવણ યુદ્ધમાં ઉતરે એ જ દિવસે નિર્ણીત થઈ જશે....'

'હે રામ, એક સ્ત્રીની ખાતર પોતાના પ્રાણને હોડમાં મૂકવા તે તમને ઉચિત નથી.. ઠીક છે, રાવણના પ્રહારથી મૃતપ્રાયઃ બનેલા લક્ષ્મણ એક વાર જીવી ગયા....પણ હવે એ કેવી રીતે જીવશે! તમે અને આ વાનરો કેવી રીતે જીવ બચાવી શકશો? એક રાવણ જ સ્વયં સકલ વિશ્વનો નાશ કરવા સમર્થ છે....માટે એમના પ્રભાવ પર તમે ગંભીર વિચાર કરો....'

લક્ષ્મણજીનો પુણ્યપ્રકોપ પ્રગટ્યો:

'અરે દુષ્ટ દૂત, હજુ સ્વશક્તિ-પરશક્તિને તું નથી

જાણતો. ત્રણ દિવસના યુદ્ધમાં તેણે અમારી શક્તિ અનુભવી નથી? ભાઈઓ મરાયા અને પકડાયા... પુત્રોના વધ થયા અને પકડાયા.. એક અંતેપુરની સ્ત્રીઓ સિવાય એના પરિવારમાં કોણ બચ્યું છે? છતાં પોતાના પરાક્રમની બિરુદાવલિ ગાતો ફરે છે? ધિક્કાર છે એને અને તને....એવા અધમ રાજાનો સંદેશો લઈ તું આવ્યો છે....આ તારી ધૃષ્ટતા છે...ફળ-ફૂલ અને ડાળ-પાંદડાંથી રહિત વૃક્ષ જેવો રાવણ એકાકી પડી ગયો છે, એ અમારી સામે હવે કેટલું ઝઝુમે છે, તે જોજે. જા, શીઘ્ર જા, તારા રાજાને કહેજે કે યુદ્ધ માટે તૈયાર થાય, મારી ભુજાઓ એનો વધ કરવા સજ્જ છે....'

લક્ષ્મણજીના પ્રત્યુત્તરનો ઉત્તર આપવા જતા સામંતની અંગદે બોચી પકડી બહાર ધક્કો માર્યો. કાઢી મૂક્યો.

સામંત હતપ્રભ બની લંકાની મંત્રી-પરિષદ્‌માં આવી પહોંચ્યો. તેને જોતાં જ રાવણ રામનો પ્રત્યુત્તર સમજી ગયો...સામંતે શ્રીરામે અને લક્ષ્મણે કહેલી વાતો અક્ષરશઃ કહી દીધી. રાવણ ઉદ્વિગ્ન ચિત્તે બધું સાંભળી રહ્યો. હવે શું કરવું? તેને કંઈ સુઝ્યું નહીં. મંત્રીઓને તેણે પૂછ્યું.

'કહો, સંપ્રતિ શું કરવું?'

જીવનમાં ક્યારે ય નહીં જોયેલી દીનતા આજે લંકાપતિના મુખ પર દેખાઇ.... મંત્રીઓનાં હૃદય ગ્લાનિથી ભરાઈ ગયા.

'રાક્ષસેશ્વર, શાન્ત થાઓ. શાન્તિનો માર્ગ વિચારો યુદ્ધના માર્ગે શાન્તિ નથી ...રાક્ષસ કુળનો આટલો ભીષણ

સંહાર થયા પછી પણ તમે નહીં વિચારો?

સીતાનું પ્રત્યર્પણ કરવા સિવાય આ સર્વ વિનાશમાંથી ઉગરી જવાનો બીજો કોઈ માર્ગ નથી..ના ન કહેશો! સીતાનું પ્રત્યર્પણ કરવાનો નિષેધ વિચારીને જે જે પગલું ભર્યું તેનું ભીષણ પરિણામ જોયું અનુભવ્યું...હવે અન્વયનું ફળ જુઓ. સર્વ કાર્યોની અન્વય-વ્યતિરેક ઉભયથી પરીક્ષા કરવી જોઇએ એકાગી બનીને નહીં. બસ, એક પ્રસ્તાવ મૂકી જુઓ સીતાના પ્રત્યર્પણનો! જુઓ એનું શું પરિણામ આવે છે. હજુ ઈન્દ્રજિત્ અને મેઘવાહન જીવે છે....બીજા અનેક રાજકુમારો ભલે કેદ પકડાયા, પણ તેમનો વધ નથી થયો...જુઓ, તે સહુ તમને પુનઃ ભેટે છે કે નહિ? લંકાની અવશિષ્ટ સંપત્તિનો શા માટે વિનાશ કરવા વિચારો છો? બહુમાનપૂર્વક સીતાને શ્રી રામ પાસે મોકલીને આપત્તિના વાદળો વિખેરી નાખો....'

વૃદ્ધ મંત્રીની મંગળવાણી હતબુદ્ધિ લંકાપતિ સાંભળી રહ્યો....પણ એના અમંગળ ભાવિએ એને પ્રતિકૂળ માર્ગે વાળ્યો હતો ...તેને કોઈ અસર ન થઈ....હા, સીતાને પાછી સુપ્રત કરવાની વાત તેને તીક્ષ્ણ તીરના ઘા જેવી લાગી. તેણે પરિષદ્ વિસર્જન કરી....તે એકાંત મંત્રણાગૃહમાં જઈ આંટા મારવા લાગ્યો. લંકાનો સરમુખત્યાર વિનાશ તરફ દોટ મૂકી રહ્યો હતો.



## ૮૧ : બહુરૂપિણી વિદ્યા

'સીતાનું પ્રત્યર્પણ કરી કુંભકર્ણાદિને મુક્ત કરાવું? એ ઈન્દ્રજિત્ અને મેઘવાહન....મારી બે ભુજાઓ..મારે એમને ગમે તે ભોગે મુક્ત કરવા જોઈએ....બીજા કોઈ ઉપાયથી રામ માને એમ નથી. એને સીતા જ જોઇએ છે....ને મારે? મારે પણ સીતા જ જોઈએ છે....! સીતા વિન હવે મને જીવનમાં કોઈ રસ નથી....સીતાને પ્રાપ્ત કરવા યુદ્ધ વિના કોઈ માર્ગ નથી....હવે મારે જ સ્વયં યુદ્ધ કરવાનું છે....મારા સૈન્યમાં હવે મારી બરાબરી કરી શકે, એવું કોણ રહ્યું છે? સર્વનાશ....'

રાવણ પોતાના શયનખંડમાં સ્વગત બોલે છે.. ખંડમાં ક્યારેક આંટા મારે છે તો ક્યારેક પલંગમાં પડખાં ફેરવે છે.

'રામના સૈન્યમાં હજુ લગભગ બધા જ જીવતા છે.... એ રામલક્ષ્મણ જીવતા છે, પેલા હનુમાન, સુગ્રીવ અને અંગદ વગેરે જીવતા છે....ભામંડલ પ્રસન્નકીર્તિ અને

ચન્દ્રરશ્મિ જીવતા છે....હા....ભલે એ જીવતા રહ્યા, હવે એ જીવી નહીં શકે. પરંતુ....એ મને નથી સમજાતું કે 'અમોઘવિજયા' જેવી મહાશક્તિનો પ્રહાર થવા છતાં લક્ષ્મણ કેવી રીતે જીવતો રહ્યો' બાકી રામ-લક્ષ્મણ મરાયા એટલે પેલા વાનરો ને વિદ્યાધરો તો ભાગી ગયા સમજો....નહીં ભાગે તો અહીં જ જમીનમાં તેમના મૃતદેહો દટાશે....અને મારી પાસે છેલ્લું શસ્ત્ર સુદર્શન ચક્ર તો છે જ! એ ચક્ર છોડું કે લક્ષ્મણનો શિરચ્છેદ! પરંતુ માત્ર એ ચક્ર પર વિશ્વાસ રાખીને હવે યુદ્ધ ન કરાય. 'બહુરૂપિણી વિદ્યા'ની સાધના કરવી પડશે. એ વિદ્યાથી એક રાવણના અસંખ્ય રાવણ સર્જાશે! જ્યાં શત્રુઓ જોશે ત્યાં રાવણ દેખાશે! અને 'સાચો રાવણ કોણ ?' એનો નિર્ણય નહીં કરી શકે.... બસ, ત્યાં સુધીમાં હું લક્ષ્મણનો વધ કરી દઈશ....'

તે પ્રસન્ન થઈ નાચી ઉઠયો. તૂર્ત તે મંદોદરીના મહેલ તરફ દોડયો.

હવે સુખદુઃખની સાથી એક માત્ર મંદોદરી હતી. પરંતુ યુદ્ધમાં એક પછી એક લંકાના વીરોના વધ....બંધન વગેરે સાંભળતી ગઈ તેમ તેમ મંદોદરી ચિંતાતુર બનતી ગઈ હતી. તેમાં જે દિવસે કુંભકર્ણ, ઈન્દ્રજિત્ આદિ કેદ પકડાયા, તે દિવસે તો તેણે ભોજનનો પણ ત્યાગ કરી દીધો હતો...મંદોદરી સાચે જ એક વિલક્ષણ સ્ત્રી હતી.... એક બાજુ એણે પોતાનું વ્યક્તિગત ચારિત્રનું ઉચ્ચતમ નિર્માણ કર્યું હતું....બીજી બાજુ રાવણ માટે સીતાને સમ-

જાવવા ગઈ હતી! કોઈ દિવસ એણે રાવણને સીતાના ત્યાગ માટે કહ્યું ન હતું ઉપરથી જો સીતા માની જાય અને રાવણના અંતેપુરને શોભાવે તો પોતાનું પટ્ટરાણી પદ સીતાને આપી દેવાની તૈયારી બતાવી હતી! પોતાની જાત તરફ જોવાની દૃષ્ટિ... અને પતિને જોવાની દૃષ્ટિ, બંને દૃષ્ટિ ભિન્ન હતી.

મંદોદરીએ પોતાના મનમાં પણ રાવણ સિવાય કોઈ પુરુષની અભિલાષા ન કરી હતી. તેણે પોતાનું સર્વસ્વ રાવણને સમર્પિત કરી દીધું હતું. તે રાવણમાં જ તૃપ્ત હતી....જ્યારે રાવણ માત્ર મંદોદરીમાં તૃપ્ત ન હતો. હજારો સ્ત્રીઓને તેણે અંતેપુરમાં રાખી હતી....તેનાથી પણ તેને તૃપ્તિ ન થઈ....ને તે સીતાનું અપહરણ કરી લાવ્યો છતાં મંદોદરીને રાવણ સામે ફરિયાદ ન હતી. આંતરિક સંતાપ પણ ન હતો. કેવી એ ગજબ સ્ત્રી! રાવણ મંદોદરીને સમજતો હતો; એટલે તે વારંવાર મંદોદરી પાસે દોડી જતો, એની સલાહ લેતો, શાન્ત્વના મેળવતો અને એના સ્નેહમાં ડૂબી જતો. આજે પણ એ જ રીતે રાવણ મંદોદરી પાસે દોડી આવ્યો હતો...પણ મંદોદરીનું મુખ મ્લાન હતું.. તેના દેહમાં જાણે ચેતના ન હતી....તેણે રાવણનું સ્વાગત કર્યું....પણ રાવણ સામે ન જોયું....એ તીવ્ર આંતરવ્યથા અનુભવી રહી હતી. રાવણ એ વ્યથાનું કારણ સમજતો હતો. પુત્રવિરહથી પીડાતી માતાની વ્યથા એ ન સમજી શકે, એવો બુદ્ધિહીન એ ન હતો.

'મંદા....' રાવણે મંદોદરીનું ધ્યાન દોરવા પ્રયત્ન કર્યો. મંદોદરીએ રાવણ સામે જોયું.

'હું તારી વેદના જાણું છું....ઈન્દ્રજિત્ ...મેઘવાહનને મુકત કરવા માટે હું આકાશ-પાતાળ એક કરીશ....'

રાવણ મંદોદરીને આશ્વાસન આપવા લાગ્યો....પણ મંદોદરી પર એની કોઈ અસર થતી ન દેખાઈ. તે પતિ સામે જોઈ રહી.

'હું બહુરુપિણી વિદ્યા સાધવા ચાહું છું. એ વિદ્યા સિદ્ધ થતાં જ હું લક્ષ્મણનો વધ કરીશ ...અને મારા પુત્રો, બંધુઓ સ્નેહીઓને મુકત કરીશ....અને સીતા....'

રાવણ મંદોદરીને પ્રસન્ન કરવા બોલે જતો હતો.... પણ મંદોદરીના મુખ પર સ્મિતની રેખા પણ ઉપસી આવી નહીં. જાણે એ સતી સ્ત્રીએ લંકાનું, લંકાપતિનું અને રાક્ષસવંશનું ભાવિ જોઈ લીધું હોય !

હું સાધના કરવા માટે ગૃહચૈત્યમાં બેસીશ....તારે ઉત્તર સાધકનું કાર્ય કરવું પડશે....બોલ, કરીશ ને ?

'જેવી આપની આજ્ઞા.' મંદોદરીએ ટૂંકો ઉત્તર આપ્યો.

'આ સાધના ગુપ્ત રીતે કરવાની છે. શત્રુને જાણ ન થાય તે રીતે, એટલે તારે ખૂબ સાવધાની રાખવાની છે.'

'એ રીતે જ થશે.'

મંદોદરીએ લંકાપતિ સાથે ભોજન કર્યું. લંકાપતિએ

મંદોદરીને આવશ્યક સર્વ સૂચનો આપી દીધાં....અને સ્નાનાદિથી નિવૃત્ત થઈ પૂજનના વસ્ત્રો પરિધાન કરી રાવણ શ્રી શાન્તિનાથ ભગવંતના ગૃહચૈત્ય તરફ ચાલ્યો. મંદોદરી પણ પૂજનની સામગ્રીના થાળ લઇ પતિનું અનુસરણ કરતી ગૃહચૈત્યમાં આવી.

ભગવંતના દર્શન કરતાં રાવણનાં તન-મન પ્રફૂલ્લિત થઈ ગયાં. ભક્તિથી તેના મુખ પર હર્ષ છવાઈ ગયો. ગોશીર્ષચંદનથી અને દિવ્ય સુગંધી પુષ્પોથી રાવણે શ્રી શાન્તિનાથ ભગવાનનું પૂજન કર્યું. દ્રવ્યપૂજા કર્યા પછી તેણે ભાવપૂજા શરૂ કરી. રત્નશિલા પર તેણે પદ્માસન લગાવ્યું. આંખો બંધ કરી. કલ્પનાસૃષ્ટિમાંથી એક શાન્તિ નાથ ભગવંત સિવાય સમગ્ર સૃષ્ટિને બહાર ફેંકી દીધી.

એક જ શાન્તિનાથ ભગવંતમાં તેણે એકાગ્રતા સાધી. યોગી રાવણ પરમયોગીમાં લીનતા અનુભવી રહ્યો. તેના અંગેઅંગમાં રોમાંચ થઈ આવ્યો ..તેણે ભાવપૂર્ણ સ્વરે સ્તુતિનો આરંભ કર્યો :

જય જગરક્ષક શાંતિજિનેશ્વર !
તુમ ચરણે હો વંદન.
જય દેવાધિદેવ જગતના,
દર્શનથી શુભ સંવેદન.
શાન્તિનાથ! ભવસાગર તારક!
ભગવન! ઉરનું એ મંથન.

સર્વ અર્થ સિદ્ધમંત્ર નામ તુમ
'નમોનમઃ'નું હો ગુંજન...૧

હે પરમેશ્વર! અષ્ટ પ્રકારી
પૂજા જે તુજ કરતા

અણિમાદિ સિદ્ધિએ તેઓ
વિના વિલંબે વરતા.

ધન્ય બને તે નયનો,
તારાં દર્શન નિત નિત કરતાં

ધન્ય ધન્ય તે હૃદય કમળને
જ્યાં જિન! આપ વિચરતા...૨

હે જિનવર! તુજ પાદ સ્પર્શથી
માનવ નિર્મળ બનતો

પારસસ્પર્શે લોહ સુવર્ણ
ચમત્કાર જિમ બનતો.

હે પ્રભો! તુજ ચરણકમળમાં
પ્રણામ નિત કરવાથી

મમ ભાલે શૃંગાર તિલક હો;
ભવે ભવે હો એ સાથી...૩

ચંદન-પુષ્પો-ફળો ચઢાવ્યાં
તુમ ચરણે જિનરાય;

રાજ્ય સંપદાની વૃદ્ધિ હો
સદૈવ તુમ દર્શન ભાવ્યાં.

જગદ્વિભો હે ભગવાન! મારી
એજ પ્રાર્થના પુન: પુન:
ભવે ભવે મળજો તુમ ભક્તિ
કરૂં વિનંતિ પુન: પુન:...૪

લંકાપતિએ અક્ષમાળા હાથમાં લીધી અને વિદ્યા-સાધના શરૂ કરી. મંદોદરીએ ગૃહચૈત્યના દ્વારે ઉભેલા સેનાપતિ યમદંડને કહ્યું :

'લંકામાં ઢંઢેરો પીટાવી દો કે સર્વ લંકાવાસી મનુષ્યો, આજથી આઠ દિવસ જિનધર્મની આરાધનામાં લીન રહે. કોઈ હિંસા ન કરે, ચોરી ન કરે, અબ્રહ્મનું સેવન ન કરે.. વેપાર કે આરંભ....સમારંભ ન કરે....જે કોઇ આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે, તેને રાજદંડ આપવામાં આવશે, તેનો વધ થશે.'

યમદંડે મંદોદરીની આજ્ઞા શિરોધાર્ય કરી અને લંકામાં ઘોષણા કરાવી દીધી. નગરવાસીઓએ અણધારી આવી ઘોષણા સંભળાવી આશ્ચર્ય અનુભવ્યું. ભય ત્રાસ અને વિનાશથી અકળાયેલી પ્રજાને આ ઘોષણાથી આનંદ થયો. વિનાશમાંથી ઉગરી જવાની આશા બંધાણી. સહુ ધર્મ-કરણીમાં મગ્ન બન્યા. જિનમંદિરોમાં મહોત્સવો મંડાયા. જાણે સમગ્ર વાતાવરણ જ બદલાઈ ગયું....

શ્રી રામના ચરપુરુષો કે જેઓ લંકામાં ગુપ્ત માહિતી મેળવવા ફરી રહ્યા હતા. તેમણે આ ઘોષણા સાંભળી .. તેમના આશ્ચર્યની સીમા ન રહી. 'આવી ઘોષણા આવા યુદ્ધના સમયે શાથી ? શું રાવણ હતાશ થઇ ધર્મના શરણ ગયો ? તેમણે આ ઘોષણાનું કારણ શોધવા માંડયું....ને કારણ

શોધી પણ કાઢયું. તેઓ તૂર્ત પોતાના સ્કંધાવારમાં પહોંચી ગયા અને સુગ્રીવને ગુપ્ત માહિતી આપી, સુગ્રીવ ચોંકી ઉઠયો. ચરપુરુષોને રવાના કરી સુગ્રીવ તૂર્ત શ્રી રામની શિબિરમાં પહોંચ્યો. શ્રી રામ લક્ષ્મણજી, બિભીષણ, ભામંડલ, અંગદ વગેરે સાથે વાતા વિનિમય કરી રહ્યા હતા. સુગ્રીવને આવકારતા શ્રી રામે પોતાની પાસે બેસાડી પૂછયું;

'કહો વાનરેશ્વર, શું નવીનતા છે ?'

'દેવ, લંકામાં થયેલી ઘોષણા સાંભળી ?'

'ના. શું ઘોષણા કરવામાં આવી ?'

'સહુ નગરવાસીઓએ આઠ દિવસ જૈનધર્મપરાયણ બની હિંસા આદિ પાપોથી વિરમવું. જે કોઈ આજ્ઞાનો ભંગ કરશે તેનો વધ થશે....'

'પ્રયોજન ?'

'પ્રયોજન ઘણું જ ચોંકાવનારૂં છે, પ્રજાનો જુસ્સો ટકી રહે અને બીજી બાજુ લંકાપતિ 'બહુરૂપિણી વિદ્યા' સિદ્ધ કરી લે !'

'તો શું લંકાપતિ વિદ્યાસાધના કરવા બેઠો છે ?'

'જી હા.'

શ્રી રામ મૌન રહ્યા....ને વિચારમાં પડી ગયા...પછી બોલ્યા :

તો હવે આઠ દિવસ યુદ્ધવિરામ રહેવાનો....'

'પછી ભીષણ સંગ્રામ ખેલાવાનો! બહુરૂપિણી વિદ્યા

જો લંકાપતિએ સિદ્ધ કરી લીધી....તો આપણો વિજય સંશયમાં છે..'

સુગ્રીવે ચિંતાતુર વદને કહ્યું.

'તો પછી ?'

'એ બહુરૂપિણી વિદ્યા સિદ્ધ કરે, એ પૂર્વે જ એનો નિગ્રહ કરવો જોઈએ.' સુગ્રીવે માર્ગ બતાવ્યો. શ્રી રામના મુખ પર સ્મિત રમી ગયું. તેઓ બોલ્યા.

'વાનરેશ્વર, વિદ્યા-સાધના માટે બેઠેલા શાન્ત અને ધર્મપરાયણ દશાનનનો કેવી રીતે નિગ્રહ કરાય ? હું એના જેવો છદ્મ કપટ કરનાર નથી....ચિંતા ન કરો. ભલે એ બહુરૂપિણીવિદ્યા સિદ્ધ કરી લે કે બીજી વિદ્યાઓ સિદ્ધ કરી લે....હવે જે દિવસે તે મેદાનમાં આવશે, પાછો નહીં જઈ શકે...'

સુગ્રીવ મૌન રહ્યો.

પરંતુ આ મંત્રણા-ખંડમાં બેઠેલો અંગદ સેનાપતિ ત્યાંથી બહાર નીકળી આવ્યો. તેને સુગ્રીવની વાત ઘણી ગંભીર લાગી. શ્રીરામની વાત નીતિની દૃષ્ટિએ તેને સુયોગ્ય લાગી. પરંતુ મહામાયાવી રાવણની સામે નીતિથી જ વર્તવું તેને યોગ્ય ન લાગ્યું... તેણે પોતાના વફાદાર વીસ-પચીસ ચુનંદા સુભટોને સાથે લીધા અને રાત્રિના અંધકારમાં તે અદૃશ્ય થઈ ગયો. શ્રીરામ-લક્ષ્મણ કે સુગ્રીવ આદિ કોઈને ય કલ્પના ન હતી કે અંગદ એક મોટું સાહસ ખેડવા લંકામાં પ્રવેશ્યો છે!

ચરપુરૂષો દ્વારા અંગદે જાણ્યું હતું કે રાવણે ગૃહચૈત્યની આસપાસ સૈનિકોને ગોઠવ્યા નથી, એટલે તે પોતાના સાથીદારો સાથે આકાશમાર્ગે સીધો ગૃહચૈત્યના પ્રાંગણમાં આવી પહોંચ્યો. ગૃહચૈત્યમાં ડોકિયું કરી જોતાં અંગદે ધ્યાનસ્થ રાવણને જોયો. શ્રી શાન્તિનાથ ભગવાનની નયનરમ્ય પ્રતિમાની સામે એક રત્નશિલા પર બેસી રાવણ વિદ્યાસિદ્ધિ કરી રહ્યો હતો. અંગદને સુગ્રીવે કહેલી વાત સ્મૃતિમાં આવી ગઇ. 'જો આ વિદ્યાસિદ્ધિ કરી લે તો આપણો વિજય સંશયમાં!' તે ધ્રુજી ઉઠ્યો. મનોમન તેણે નિશ્ચય કર્યો કે કોઈ પણ ભોગે રાવણને ધ્યાનભ્રષ્ટ કરવો વિદ્યાસિદ્ધિ ન થવા દેવી.'

અંગદે અને એના સુભટોએ વિવિધ ઉપસર્ગ કરવા માંડયા. પરંતુ ધ્યાનલીન રાવણ જરાય વિચલિત ન થયો. તે તેના જાપમાં અસ્ખલિત ગતિએ આગળ વધતો હતો.

રોજ રાત્રે આ પ્રમાણે ઉપસર્ગ કરવાનું કામ અંગદે ચાલુ રાખ્યું. પરંતુ એમાં અંગદ ફાવ્યો નહીં. સાતમી રાત્રે અંગદે એક ભયંકર વિચાર કર્યો. ઘણા ઉપસર્ગ કરવા છતાં જ્યારે રાવણ જરાય વિચલિત ન થયો ત્યારે અંગદે રાવણને કહ્યું :

'હે રાવણ, તેં આ શું પાખંડ આદર્યું છે! જ્યારે પરાજયથી બચાવનાર....રામ-લક્ષ્મણનાં તીક્ષ્ણ તીરોથી બચાવનાર કોઇ ન મળ્યું...ત્યારે તું આ ધતીંગ લઈને

બેઠો છે ? તેં મારા સ્વામી શ્રી રામની પત્ની સતી સીતાનું અપહરણ શ્રી રામની ગેરહાજરીમાં કર્યું હતું....જ્યારે આજે જો હું તારી પત્ની મંદોદરીનું અપહરણ તારા દેખતાં જ કરું છું....'

રોષથી સળગતો અંગદ મંદોદરીને રોતી–કકળતી... કરુણ સ્વરે વિલાપ કરતી....વાળના ચોટલાથી ઘસડતો લઇ આવ્યો. મંદોદરી અચાનક આવી પડેલી આપત્તિથી ડઘાઈ જ ગઈ હતી....લંકાના લાખો સુભટો જે રાજમહેલની દિન–રાત રક્ષા કરે, તે રાજમહેલમાંથી લંકાની પટ્ટરાણીને ઉપાડી લાવવી... તેનો ચોટલો પકડી....ઘસડી જવી....કેવું ઘોર સાહસ....!

ગૃહચૈત્યમાં આવીને અંગદે મંદોદરીને રાવણ સામે પટકી....રાવણને કહ્યું : 'જો આ તારી પત્નીનું અપહરણ કરી જાઉં છું...તારા દેખતાં....'

છતાં ધ્યાનમાં એકાગ્ર બનેલો રાવણ જાણે કંઇ જ જોતો નથી....કંઈ જ સાંભળતો નથી....એ તો જાપમાં લીન છે ! રાવણના ધૈર્યે હદ કરી !

રાવણની સત્ત્વશીલતાએ વિદ્યાદેવીને અવકાશમાં ઉપસ્થિત કરી દીધી....! આકાશ પ્રકાશિત થયું... વિદ્યાદેવીએ મધુર ધ્વનિ કર્યો. તે બોલી 'હે રાવણ, હું તને સિદ્ધ થઈ છું. હું શું કરું, તે મને કહે . સકલ વિશ્વને તારે વશ કરી દઉ...એ રામ–લક્ષ્મણ શી વિસાતમાં છે ?'

રાવણે કહ્યું : 'હે વિદ્યાદેવી, તું બધું જ કરી શકે એમ છે....હું જયારે યાદ કરૂં ત્યારે ઉપસ્થિત થજે....હમણાં તું તારે સ્થાને જઈ શકે છે.'

વિદ્યાદેવી અંતર્ધાન થઈ ગઈ. અંગદ આદિ સુભટો પણ પવનવેગે પોતાની છાવણીમાં ભાગી ગયા. ત્યાં ગૃહચૈત્યના એક ભાગમાં પડેલી મંદોદરીને જોઇ... તેણે મંદોદરીની દુર્દશા જોઈ... પૂછ્યું :

'પ્રિયે, આવી કદર્થના કોણે કરી?' મંદોદરીએ અંગદના આગમનની વાત કરી રાવણ રોષથી સળગી ઉઠયો. તેણે ભયંકર ગર્જના કરી ને વેરનો બદલો લેવા પ્રતિજ્ઞા કરી. મંદોદરીએ કહ્યું :

'સ્વામિનાથ આપને વિદ્યાસિદ્ધિ થઈ ગઇ છે. હવે આપના મનોરથો સફળ થશે. હવે આપ સ્નાન-ભોજન કરી સ્વસ્થ બનો.'

મંદોદરી રાવણને લઈ રાજમહેલમાં આવી. રાવણે સ્નાન કર્યું, મંદોદરીએ ભોજન તૈયાર કરાવ્યું. બંનેએ ભોજન કર્યું. ભોજન કરતાં રાવણે મંદોદરીને કહ્યું:

'પ્રિયે, એ દુષ્ટ અંગદે તારો કેશકલાપ પકડી તને ઘસડી છે.... હું એનો બદલો લઈશ....એના સ્વામી રામ-લક્ષ્મણનો વધ કરી....એ સીતાને....જો નહીં માને તો.... તેનો ચોટલો પકડીને આ મહેલમાં ઘસડી લાવીશ બલાત્કારે તેનો સંભોગ કરીશ....' મંદોદરી સ્તબ્ધ બની ગઈ.

રાવણ હાથ-મોં ધોઈ સીધો જ દેવરમણ ઉદ્યાન તરફ રવાના થયો. એ જ અશોક વૃક્ષની છાયામાં સીતાજી બેઠાં હતાં....આઠ દિવસથી યુદ્ધ બંધ છે. એ તેઓ જાણતાં હતાં ...રાવણ કોઈ સાધના કરવા બેઠો છે, એ વાત પણ કર્ણોપકર્ણ તેમણે સાંભળી હતી. પરંતુ તેઓ ચોક્કસ માહિતી મેળવી શક્યાં ન હતા. 'ક્યારે હું બંધનથી મુક્ત થઈશ ?' એ વિચાર હવે તેમને વધુ સતાવતો હતો. તેઓ વિચારતંદ્રામાં હતા ત્યાં રાવણના આગમનની આગાહી થઇ. પરિચારિકાઓ દોડાદોડી કરવા લાગી.

'સીતા....!' રાવણનો સત્તાવાહી સૂર કાને અથડાયો.

'જો હું તને આજે છેલ્લીવાર સમજાવવા આવ્યો છું. આજ સુધી મેં કાકલૂદી...વિનંતિ કરવામાં કંઇ બાકી રાખ્યું નથી...તારા ચરણોની ધૂળમાં હું આળોટયો છું... છતાં તું મારી વાત માનતી નથી....પણ હવે તારે મારી વાત માન્યા વિના આરો નથી. કાલે રામ-લક્ષ્મણ સાથે અંતિમ યુદ્ધ ખેલાશે....કાલે ચક્રરત્નથી લક્ષ્મણનો વધ કરીશ ..રામ, લક્ષ્મણની પાછળ જ મરી જશે...યુદ્ધથી નિવૃત્ત થઇ હું સીધો જ અહીં આવીશ તારા ભોગની પ્રાર્થના કરીશ....જો તું સ્વેચ્છાથી સ્વાધીન થઈ જઈશ તો કોઈ પ્રશ્ન જ નથી રહેતો. જો સ્વેચ્છાથી સ્વાધીન નહીં થાય તો ભલે મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય, એનાં પાપની ચિંતા કે ભય રાખ્યા વિના બલાત્કારે પણ હું તારી લાવણ્યમયી કાયાને ભેટીશ... અને મારી ભોગની ભૂખ સંતોષીશ...'

રાવણની હળાહળ ઝેર જેવી વાણી સાંભળતાં જ સીતાજી મૂર્ચ્છિત થઈ જમીન પર ઢળી પડયાં...પરિચારિકાઓ પૂતળાંની જેમ ઊભી જોતી રહી....રાવણની આંખમાંથી રોષના અંગારા વરસી રહ્યા હતા.

નિસર્ગના શીતળ વાયુએ અને પંખીઓએ પાંખોમાં ભરી ભરી લાવેલાં શીતળ પાણીએ સીતાજીની મૂર્ચ્છા દૂર કરી. તેઓ કરૂણ સ્વરે રડી પડયાં....

પરંતુ એક સિંહણની જેમ ગર્જના કરી તેઓ બોલ્યાઃ

'હે દુષ્ટ રાવણ, તું પણ સાંભળી લે, જો રામ–લક્ષ્મણનો વધ થશે, તો હું અનશન કરીશ....આ મારી પ્રતિજ્ઞા છે....જ્યાં સુધી આ દેહમાં આત્મા છે, તું એને સ્પર્શ કરી અભડાવી શકીશ નહીં...હા, આત્મા વિનાના આ સીતાના કલેવરને ભલે ગીધડાંની જેમ ચૂંથજે....'

રાવણ દિંગ થઈ ગયો....

'રામ પ્રત્યે આવો રાગ ! સાચે જ રામ પ્રત્યે સીતાનો રાગ અવિહડ છે....સ્વભાવભૂત છે... આ સીતા પર મારો રાગ પથ્થર પર પંકજ ઉગાડવા જેવો મિથ્યા છે....મેં ગંભીર ભૂલ કરી....એ રાગને પરવશ બની મેં લંકાને હોડમાં મૂકી દીધી....ભ્રાતા બિભીષણની વાત અવગણી નાંખી....તેનો તિરસ્કાર કર્યો....મેં મારા કુલને કલંકિત કર્યું....મેં ઉચિત ન કર્યું....પણ હવે વિષાદ કરવાથી શું વિશેષ છે? હા, જો હમણાં જ હું સીતાને રામ પાસે પહોંચાડું તો મારી અપકીર્તિ થાય ...લોકો કહેશે–'રામથી

ભયભીત થઈ રાવણે સીતા પાછી સોંપી દીધી....' ના, હું રામ લક્ષ્મણને બાંધીને અહી લાવીશ .. અહીં લાવીને તેમની સીતા તેમને સોંપીશ .. તે જ ઉચિત છે અને યશ આપનાર છે....'

સીતાને પાછી સોંપવાનો વિચાર આજે પ્રથમવાર જ રાવણને આવ્યો હતો. સીતા ઉપરનો રાગ તો ઓસરી જ ગયો હતો. દેવરમણ ઉદ્યાનમાંથી પાછો આવ્યો. બીજા દિવસના યુદ્ધની તૈયારીઓ કરવા સેનાપતિને આજ્ઞા કરી દીધી....અને રાવણ મંદોદરીના શયનગૃહમાં ચાલ્યો ગયો.

મંદોદરીને તેણે પોતાનો મનોભાવ કહી દીધો. સીતા પરના સ્નેહનું વિસર્જન કરી દીધું....અને સીતા પાછી સોંપી દેવાનું પણ કહ્યું... મંદોદરીને આનંદ થયો...તેને આજે લંકાપતિ પર સ્નેહ ઉલ્લસ્યો....ને એ લંકાના શ્રેષ્ઠ દંપતિએ પોતાની અંતિમ યામિની ઉજવી....

બ્રાહ્મ મુહૂર્તે રાવણ શયનત્યાગ કરી શયનગૃહની બહાર આવ્યો. સુવર્ણખચિત રાજમહેલના નગરાવલોકન-ઝરૂખામાં જઈ તે ઊભો. તેણે વિશાળ....સમૃદ્ધ અને સૌન્દર્યશાળી લંકાનું દર્શન કર્યું. લંકાના ગગનચૂંબી પ્રાસાદો નંદનવનસમાં ઉદ્યાનો.. કામદેવની ક્રિડા માટેનાં વિલાસ-ગૃહો...માનવોને તેમનું અંતિમ ધ્યેય બતાવનારાં ભવ્ય મંદિરો...આ બધું રાવણે પોતાના-તન-મન-ધન સીંચીને સર્જ્યું હતું. રાવણ આજે પોતાના સર્જનનું અંતિમ દર્શન કરતો હતો! પણ રાવણ નહોતો જાણતો કે આજનું એનું નગરાવલોકન અંતિમ હતું! એને પોતાના પરાજયની.... પોતાના વધની કલ્પના પણ સ્પર્શી ન હતી. એક હજાર વિદ્યાઓની અને બહુરૂપિણી વિદ્યાની સિદ્ધિએ મૃત્યુની કલ્પનાને અવકાશ જ નહોતો આપ્યો....એ બધાં કરતાં ય ચઢિયાતું 'પ્રતિવાસુદેવ'નું 'સુદર્શન ચક્ર' એની પાસે હતું. એની કલ્પના હતી રામ-લક્ષ્મણના વધની, પરંતુ તે કલ્પના પણ કાલે દેવરમણ ઉદ્યાનમાં તેણે ભૂંસી નાંખી

હતી. તેને રામ-લક્ષ્મણને જીવતા પકડીને, લંકામાં લઈ આવીને, તેમને સીતા પાછી સોંપી દેવાની કલ્પના કરી હતી. પોતાના પર સાવ વિરક્ત સીતા ઉપરનો સ્નેહ ઓસરી ગયો હતો.

સ્નાન–ભોજનાદિથી નિવૃત્ત થઈ, તેણે યુદ્ધનાં શસ્ત્ર સજવા માંડયાં. આજે ભારે યુદ્ધ તૈયારીઓ થઈ રહી હતી. સૈન્ય યુદ્ધના મોરચે ગોઠવાઈ રહ્યું હતું લંકાની સર્વ શક્તિને આજે રાવણે હોડમાં ઉતારી હતી. આજે એને અંતિમ નિર્ણય કરી લેવો હતો.

સેંકડો રણશૂરા સુભટોથી વિંટળાઈને રાવણે પ્રયાણની તૈયારી કરી. મંદોદરીએ લંકાપતિના લલાટે કંકુનું તિલક કર્યું....અક્ષત અને મોતીથી વધાવ્યો....ત્યાં જ થાળમાંથી કંકાવટી જમીન પર પડી ગઈ...પરંતુ રાવણે એનાં તરફ કોઈ લક્ષ આપ્યું નહીં, તે રથારુઢ થયો....રથને ગતિ આપવાની આજ્ઞા કરી, ત્યાં જ પુરોહિત બોલ્યા :

'રાજેશ્વર ત્વરા ન કરો હજુ શુભ શુકન થતા નથી. બલ્કે અશુભ શુકન થઈ રહ્યા છે.'

'પુરોહિતજી, શુકન–અપશુકનની વાતોને હું ગણકારતો નથી. પરાક્રમીને શુકન–અપશુકન શું ? રથ આગળ વધારો.'

'લંકાપતિ, દિશાઓ ધૂંધળી છે. પક્ષીઓ વિરસ સ્વર કરી રહ્યા છે....માનવ સ્ત્રીઓના રૂદન સ્વર સંભળાઈ રહ્યા છે. આવા વાતાવરણમાં પ્રયાણ કરવું ઉચિત નથી.'

"મારે એ બધું શુકન શાસ્ત્ર નથી સાંભળવું ...રથ હંકારો.' લંકાપતિએ રાડ પાડી. સારથિએ રથને દોડાવી મૂક્યો. રાજપુરોહિતે મંદોદરી સામે જોઈ ઊંડે નિસાસો નાખ્યો...મંદોદરીના હૃદયમાં ફાળ પડી ગઇ. તેની દક્ષિણચક્ષુ સ્ફૂરાયમાન થવા લાગી...તે ધ્રુજી ઊઠી. રાજપુરોહિતે કહ્યું:

'મહાદેવી, હવે બીજો વિચાર ન કરો... ભવિતવ્યતા જ ભાન ભૂલાવે છે. આજના યુદ્ધનું પરિણામ સારું નહીં આવે...પરંતુ શું થાય? આપ ધર્મધ્યાનમાં મન સ્થિર કરો. લંકાપતિનું શુભ ચિંતવો.'

બીજી રાણીઓ સાથે મંદોદરી રાજમહેલમાં ચાલી ગઇ... સ્નાનથી શરીરશુદ્ધિ કરી તે ગૃહચૈત્યમાં ભગવાન શાંતિનાથના પૂજન માટે ચાલી ગઈ.

અરુણોદય થઈ ગયો હતો.

બન્ને પક્ષે સૈન્યો શસ્ત્રસજ્જ બની ખડાં થઇ ગયાં હતાં. રાવણનો રથ યુદ્ધના મેદાન પર આવી પહોંચતાં રાક્ષસસૈન્યે ગગનભેદી આનંદ-ધ્વનિ કર્યો.

રામસૈન્યમાં આજે ગજબ ઉત્સાહ અને તરવરાટ દેખાતો હતો. સૈન્યના અગ્રભાગે રોષથી ધમધમતા લક્ષ્મણજી ઊભા હતા. તેમની પાસે જ શ્રી રામ 'હળ' શસ્ત્ર લઈને ઊભા હતા. સૈન્યના એક ભાગે હનુમાન, ભામંડલ અને અંગદ હતા. બીજા છેડે સુગ્રીવ, નલ અને પ્રસન્ન-

કીર્તિ હતા. બિભીષણે લક્ષ્મણજીની નજીક સ્થાન લીધું હતું. સહુ સૂર્યોદયની રાહ જોતા હતા....ત્યાં જ પૂર્વદિશા લાલ લાલ થઈ ગઈ....ને સહસ્રરશ્મિ ક્ષિતિજની બહાર આવ્યા....

સૂર્યોદય થયો....

ઘોર યુદ્ધ આરંભાયું !

લક્ષ્મણજીએ પહેલું જ તીર રાવણ તરફ છોડયું...ને રાવણના કુંડલમાંથી તીર પસાર થઈ ગયું....લક્ષ્મણજીએ તીરોની વર્ષા વરસાવી રાવણને ઢાંકી દીધો. રાવણ લક્ષ્મણજીનું પરાક્રમ જોઈ દિંગ થઈ ગયો. તેણે લક્ષ્મણજી સામે કમર કસીને યુદ્ધ ખેલવા માંડયું.

બીજી બાજુ યમદંડ સેનાપતિ વીર બનીને ઝઝૂમી રહ્યો હતો. સુગ્રીવ, નલ-નીલ અને પ્રસન્નકીર્તિની સામે બાથ ભીડી હતી. જોત જોતામાં તેણે નલ-નીલને ઘાયલ કરી પ્રસન્નકીર્તિને હંફાવવા માંડયો. સુગ્રીવે પ્રસન્નકીર્તિને સંજ્ઞા કરી. પ્રસન્નકીર્તિ નલ-નીલને રથમાં નાંખી છાવણીમાં લઈ ગયો.

સુગ્રીવે યમદંડને પડકાર્યો. દેવોને પણ દર્શનીય યુદ્ધ ખેલાવા માંડયું...ક્ષણમાં ઈન્દ્રજીતના પરાક્રમને યાદ કરાવી જાય ને ક્ષણમાં કુંભકર્ણની સ્મૃતિ કરાવી જાય તેવું યુદ્ધ યમદંડ ખેલી રહ્યો હતો. સુગ્રીવ આશ્ચર્યચકિત થઈ ગયો. પણ સુગ્રીવે યમદંડની સાથે વધુ સમય યુદ્ધ ન ખેલ્યું....

ગદાયુદ્ધમાં સુગ્રીવે યમદંડને યમલોકમાં પહોંચાડી દીધો.

યુદ્ધના મધ્ય ભાગમાં લક્ષ્મણજી અને રાવણનું જ યુદ્ધ જામે હતું. બાકી સહુ દષ્ટાલુ બની ગયા હતા! જાણે જય-પરાજયનો નિર્ણય એ બે જ કરી લેવાના હોય! રાવણે 'બહુરૂપિણી વિદ્યા'નું સ્મરણ કર્યું…તૂર્ત અસંખ્ય રાવણ પ્રગટ થયા! ભીષણ રૂપધારી અસંખ્ય રાવણોને જોઇ ઉપર નીચે, આજુ બાજુ રાવણને ઉભરાયેલા જોઇ લક્ષ્મણજી ચિંતામાં પડી ગયા. રાવણે પોતાના અસંખ્ય રૂપોથી લક્ષ્મણજી સામે લડવા માંડયું 'મૂળ રાવણ કોણ?' એ ઓળખી શકાય એમ ન હતું….લક્ષ્મણજીએ ચારે બાજુ તીરોનો મારો ચલાવી….કેઈ રૂપોને નષ્ટ કરી દીધાં.

લક્ષ્મણજીએ આજે પોતાનું અજબ પૌરૂષ બતાવવા માંડયું હતું. અસંખ્ય રાવણો સામે એકલા લક્ષ્મણજી ઝઝુમી રહ્યા હતા અને એક એક તીરે એક-એક રાવણને ભૂશરણ કરતા હતા.

રાવણે લક્ષ્મણજીનું તાંડવ નૃત્ય જોયું….તે દિગ્મૂઢ થઈ ગયો. લક્ષ્મણજીના આવા પરાક્રમની ક્યારે ય રાવણે કલ્પના કરી ન હતી. 'બહુરૂપિણી વિદ્યા'ની શક્તિ પણ જયારે લક્ષ્મણજીનો પરાભવ ન કરી શકી, ત્યારે રાવણે અંતે પોતાનું અંતિમ શસ્ત્ર યાદ કર્યું. તે ચક્રરત્ન

શત્રુનો અચૂક વધ કરનારૂં અપૂર્વ શસ્ત્ર !

રાવણે હજુ સુધી ક્યારે ય આ શસ્ત્રનો ઉપયોગ કર્યો ન હતો. એનો ઉપયોગ કરવાનો અવસર જ નહોતો આવ્યો. આજે લક્ષ્મણજીનો પરાજય કરવાના પ્રયત્નમાં જ્યાં એનાં સર્વ શસ્ત્ર, અસ્ત્ર, વિદ્યા-મંત્ર....વિગેરે બધું જ નિષ્ફળ ગયું ત્યારે ચક્રરત્નને યાદ કર્યું યાદ કરતાં જ જાજવલ્યમાન ચક્ર રાવણના દક્ષિણ હાથમાં આવી લાગ્યું. રાવણે ચક્રને આકાશમાં ખૂબ ઘુમાવી લક્ષ્મણજી પર છોડયું....

પરંતુ....રાવણની ધારણા ધૂળમાં મળી ગઈ....ચક્રે લક્ષ્મણજીની ચારે બાજુ પ્રદક્ષિણા દીધી અને લક્ષ્મણજીના જમણા હાથમાં આવીને સ્થિર થયું....

રાવણના મુખ પર વિષાદ છવાઇ ગયો.

તે વિચારે છે:

'મુનિની ભવિષ્યવાણી સાચી થઈ....બિભીષણ વગેરેના વચનો સાચાં પડયાં! કેવી ભવિતવ્યતા ?'

વિષાદમાં ડૂબેલા લંકાપતિને ઉદ્દેશીને બિભીષણ બોલ્યો :

'હે ભ્રાતા, હું પુનઃ કહું છું : હજુ પણ જો જીવવાની ઈચ્છા હોય તો વૈદેહીને સોંપી દો. દુરાગ્રહ ત્યજી દો....અન્યથા વિનાશ ...'

બિભીષણના વચનોએ રાવણને ક્રોધી બનાવ્યો:

'રે દુષ્ટમતિ! ચક્ર ગયું તેથી શું? ચક્રસહિત શત્રુને મારા એકજ મુષ્ટિપ્રહારથી હણીશ....'

રાવણ આગળ બોલે એ પૂર્વે જ લક્ષ્મણજીએ ચક્રને ઘુમાવીને લંકાપતિ પર છોડયું... ચક્રે રાક્ષસેશ્વરની છાતીને ચીરી નાંખી....રાક્ષસેશ્વરનો દેહ ભૂમિ પર પટકાઈ ગયો....

વૈશાખ વદ એકાદશીનો એ દિવસ હતો....

સૂર્ય અસ્તાચલે પહોંચ્યો હતો....

રાક્ષસેશ્વરનો વધ થયો... એનો આત્મા ચોથી નરકમાં ચાલ્યો ગયો...

દેવોએ લક્ષ્મણજી પર પુષ્પવૃષ્ટિ કરી....'જયજય'નો દિવ્ય ધ્વનિ થયો રામસૈન્યે હર્ષોન્માદથી તાંડવ-નૃત્ય કર્યું....હર્ષની ચીચીયારીઓથી આકાશને ગજાવી મૂકયું.

રાક્ષસસૈન્યમાં હાહાકાર મચી ગયો. સુભટો ઊભા રહી ગયા....તેમની આંખો આંસુઓથી ભીંજાઈ ગઇ....

ત્યાં સુવર્ણમય ઉત્તુંગ રથ પર ઉભા રહી બિભીષણે રાવણસૈન્યને સંબોધન કર્યું:

'હે લંકાના વીર સુભટો, તમે નિશંક બની શ્રી રામ-લક્ષ્મણનું શરણ સ્વીકારો....હવે એ જ આપણા શરણ્ય છે. માટે અવિલંબ તેમની કૃપાને પાત્ર બનો.'

લાખો સુભટો શ્રી રામ-લક્ષ્મણ તરફ વળ્યા.... મસ્તક નમાવી તેમના ચરણોમાં શસ્ત્ર મૂકી દીધાં...

લક્ષ્મણજી બિભીષણ પાસે ઊભા રહી બોલ્યા :

'મારા પ્રિય સુભટો, આજે યુદ્ધનો અંત આવ્યો છે. તમે વફાદારીપૂર્વક યુદ્ધ કર્યું છે, શૂરવીરતાથી તમે ઝઝુમ્યા છો....તમારૂં હું કુશળ ચાહું છું.'

સુભટોએ શ્રી રામલક્ષ્મણની જય પોકારી.

બિભીષણ રાક્ષસેશ્વરના મૃતદેહ તરફ જોઈ રહ્યો હતો. તેની આંખો સજલ બની ગઈ....તેનું હૃદય ભ્રાતૃવિરહથી વ્યાકુળ બની ગયું....તે રથ પરથી નીચે કૂદી પડચો અને જ્યાં રાક્ષસેશ્વરનો દેહ પડચો હતો ત્યાં દોડી ગયો. 'હે ભ્રાતા....હે ભ્રાતા...' કરતો બિભીષણ રાવણના દેહ પાસે બેસી ગયો. ને કરુણ વિલાપ કરવા લાગ્યો....

લંકામાં રાક્ષસેશ્વરના વધના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા હતા. અંતેપુરમાં આ દુઃખદાયી સમાચાર પહોંચતાં જ કાળો કલ્પાંત શરૂ થયો. મંદોદરી આદિ રાણીઓ ત્વરિત ગતિએ યુદ્ધમેદાન પર આવી પહોંચી...પ્રાણ વિનાના પ્રાણનાથના લોહીથી ખરડાયેલા દેહને જોઈ મંદોદરી 'હા પ્રાણનાથ....' કરતી ઢળી પડી....અનેક રાણીઓ....પરિચારિકાઓ મૂર્છિત થઈ ગઈ....લંકાના લાખો નર-નારીઓ લંકાપતિનો વધ થયો જાણી દુઃખથી ગદ્‌ગદ્ બની ગયા. ને દોડતાં પોતાના લોકપ્રિય રાજાનાં દર્શન કરવા મેદાન પર દોડી આવ્યાં.

યુદ્ધનું કઠોર મેદાન શોક-વિલાપ અને આક્રંદથી

કરુણ બની ગયું. શ્રી રામ-લક્ષ્મણ, સુગ્રીવ, ભામંડલ, હનુમાન, નલ-નીલ, અંગદ વગેરે લાખો સુભટો શોકમગ્ન બની ઉભા હતા....મૌનપણે તેઓ બિભીષણ....મંદોદરી વગેરેના દુઃખમાં સહાનુભૂતિ વ્યક્ત કરતા હતા.

બિભીષણ હીબકી હીબકીને રડી રહ્યો હતો....તે પોતાની કમરેથી છૂરિકા કાઢી પોતાની છાતી ચીરી નાંખવા તત્પર થયો. તૂર્ત શ્રી રામે બિભીષણનો હાથ પકડયો. છૂરિકા છીનવી લીધી. અને એના માથે હેતભર્યો હાથ મૂકી આશ્વાસન આપ્યું.

શ્રી રામે લંકાના રાજપરિવારને ઉદ્દેશીને કહ્યું :

'આ એ દશમુખ રાક્ષસેશ્વર છે કે જેનું પરાક્રમ દેવલોકમાં પ્રશંસાયેલું છે. એણે વીરગતિ પ્રાપ્ત કરી છે, માટે તે કીર્તિનું પાત્ર બન્યો છે. એનું યુદ્ધકૌશલ, પ્રજા-પ્રિયતા વગેરે અનેક ગુણો વર્ષો સુધી પ્રજાના મુખે ગવાતા રહેશે; માટે એની પાછળ શોક ન કરો, કલ્પાંત ન કરો, એનું ઉત્તરકાર્ય કરી નિવૃત્ત થાઓ.'

સુગ્રીવ સામે જોઈ શ્રી રામે આજ્ઞા કરી :

'વાનરેશ્વર જાઓ, કુંભકર્ણ, ઈન્દ્રજિત્, મેઘવાહન વગેરે યુદ્ધકેદીઓને બહુમાનપૂર્વક મુક્ત કરો અને અહીં લઈ આવો.'

'જેવી આજ્ઞા.' સુગ્રીવે પ્રણામ કર્યા અને કારાવાસ તરફ ચાલ્યો.

લંકાના મંત્રી-વર્ગે રાવણના અગ્નિદાહ માટેની તૈયારીઓ કરી. ગોશીર્ષચંદનની ચિતા રચાવી. કર્પૂર, અગરુ વગેરે સુગંધી દ્રવ્યો એકઠાં કર્યાં.

ત્યાં સુગ્રીવ કુંભકર્ણ આદિને બંધનમુક્ત કરીને આવી પહોંચ્યો. કુંભકર્ણ રાવણના મૃતદેહને જોઈ રડી પડયો. ઈન્દ્રજિત્ અને મેઘવાહન રાવણના મૃતદેહને વળગી પડી કરુણ કલ્પાંત કરવા લાગ્યા. શ્રી રામે કુંભકર્ણના ખભે હાથ દઈ કહ્યું :

'હે વીરપુરુષ, એક પરાક્રમીને છાજે તેવું વીર મૃત્યુ પામનાર રાક્ષસેશ્વર પાછળ શોક ન કરો, ઉત્તરકાર્યની તૈયારી કરો.'

ઈન્દ્રજિત્-મેઘવાહનને શ્રી રામે ઊભા કર્યા....અને પોતાના બાહુપાશમાં લઈ...વાત્સલ્યથી ભીંજવી નાખ્યા.... તેમણે કહ્યું :

'હે વત્સો, તમે શોક ન કરો, આક્રંદ ન કરો. રાક્ષસેશ્વર રાવણે પરાક્રમથી સ્વર્ગને જમીન પર ઉતાર્યું છે. એ સ્વર્ગને મૂકી એ ચાલ્યા ગયા છે....એ સ્વર્ગ તમારું છે....પિતાના પરાક્રમને તમે વરેલા છો....તમારા જીવનમાં સુખશાંતિ અને સમૃદ્ધિ તમે પ્રાપ્ત કરશો.'

શ્રી રામે પોતાના ઉત્તરીય વસ્ત્રથી ઈન્દ્રજિત્-મેઘવાહનના આંસુ લૂછયાં. ચિતા તૈયાર થઈ ગઈ હતી. રાવણના દેહને સુગંધિજલથી સ્નાન કરાવી, શ્રેષ્ઠ વસ્ત્રો પહેરાવી

....ચિતા પર પધરાવવામાં આવ્યો. પુરોહિતે પવિત્ર શ્લોકોનું ઉચ્ચારણ કરવા માંડયું. ઈન્દ્રજિતે ચિતામાં અગ્નિ પેટાવ્યો.

મંદોદરીએ કારમી ચીસ નાખી, તે જમીન પર પટકાઈ પડી... ચારે બાજુ રૂદનનો હૃદય કંપાવનારો ધ્વનિ ઉઠયો....લાખો સુભટો, લાખો પ્રજાજનો, હજારો સ્નેહીજનો અને અંતેપુરની હજારો રાણીઓ સહુની આંખોમાંથી આંસુની ધારા....સહુના મુખ પર દુઃખ, આક્રંદ અને ગ્લાનિ હતા.

અગ્નિની જ્વાલાઓ ઊંચે ચઢવા લાગી....ત્રણ ભુવનને આક્રાન્ત કરનાર....બાહુબળ—મંત્રબળ—વિદ્યાબળથી વિશ્વ પર આધિપત્ય સ્થાપનાર....રાક્ષસવંશની સંસ્કૃતિને લંકાથી માંડીને ત્રણે ખંડમાં વિસ્તારનાર એ ઐતિહાસિક યુગપુરૂષનો દેહ જ્વાલાઓમાં ભસ્મ થઈ ગયો.

શ્રીરામ પરિવારસહિત પદ્મસરોવરમાં સ્નાન કરવા ચાલ્યા. સ્નાન કરી પદ્મસરોવરના નીરમાં અશ્રુજલનું સંમિશ્રણ કરી રાવણને જલાંજલિ આપી. કુંભકર્ણ, બિભીષણ, ઈન્દ્રજિત્, મેઘવાહન, મંદોદરી વગેરેએ પણ પદ્મસરોવરમાં સ્નાન કર્યું અને શ્રીરામ પાસે સહુ એકત્ર થયા.

શ્રીરામે લંકાના રાજપરિવારને સૌમ્યદૃષ્ટિથી અને સુધારસમયી વાણીથી ઉદ્બોધન કર્યું :

'હે વીર પુરૂષો; તમે પૂર્વવત્ તમારૂં રાજ્ય કરો. પ્રજાનું ક્ષેમ-કુશળ કરો. અમારે તમારી સંપત્તિનું કોઈ પ્રયોજન નથી ...તમારૂં હું કુશળ ચાહું છું.'

શ્રી રામના સહાનુભૂતિભર્યાં વચન સાંભળી કુંભકર્ણાદિની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં....લંકાના રાજ્ય–પરિવારે અને મંત્રીઓએ શ્રી રામના ઉદ્બોધનથી આશ્ચર્ય અનુભવ્યું....સહુ ગદ્ગદ્ થઇ ગયા. ઈન્દ્રજિત્ બોલ્યો :

'હે પરાક્રમી પવિત્ર પુરૂષ, હવે અમારે વિશાળ રાજ્યનુ શું પ્રયોજન છે? હવે રાજ, સત્તા વૈભવ અને ઈન્દ્રિયોના સુખોથી સર્યું....કોઇ જ પ્રયોજન નથી એ બધાનું...પિતાજીનો વધ અને લંકાનું પતન....એણે અમને સમ્યગ્દૃષ્ટિ આપી છે....અત્યાર સુધી જે વિનાશી હતું તેને અવિનાશી માન્યુ હતું....જે ક્ષણિક હતું તેને શાશ્વત્ માન્યું હતું....જે દગાખોર હતું તેને વિશ્વાસપાત્ર માન્યું હતું....પણ હવે એ માન્યતાઓ અસત્ય સિદ્ધ થઈ ગઇ છે...શેષ જીવન હવે એ વિનાશી, ક્ષણિક અને અવિશ્વસનીય સાંસારિક સુખોનાં ઉપભોગમાં વ્યતીત નથી કરવું. શેષ જીવન મોક્ષમાર્ગની મંગળમયી આરાધનામાં વ્યતીત કરીશું....ચારિત્ર સ્વીકારી, આત્મનિષ્ઠ બની, કર્મોનો ક્ષય કરવા પુરૂષાર્થ કરીશું.'

શ્રી રામ અને લક્ષ્મણજી ઈન્દ્રજિતનાં વિવેકપૂર્ણ વચનો સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયા. તેમના હૃદયમાં ઈન્દ્રજિત્ પ્રત્યે અપૂર્વ વાત્સલ્યભાવ પ્રગટયો.

'ઈન્દ્રજિત, તું શું બોલે છે? તું સંસારત્યાગ કરીશ? શા માટે! લંકાનું રાજ્ય અમારે જોઈતું નથી ....તમે સહુ રાજ્ય ભોગવો અને પ્રસન્ન રહો.' શ્રી રામે ગદ્ગદ્ સ્વરે કહ્યું.

'હે પૂજ્ય, આપ લંકાના રાજ્ય ઉપરથી આપના અધિકારી ઉઠાવી લો છો, એ આપની ઉત્તમતા છે ...પરંતુ જે લંકાના સામ્રાજ્યે પિતાના વધનું પારિતોષિક આપ્યું તે સામ્રાજ્ય હવે નિષ્કલંક નથી રહ્યું ...હવે તો જે નિષ્કલંક છે, શાશ્વત્ છે, તે મોક્ષસામ્રાજ્ય જ મેળવી લેવા પ્રયત્ન કરવો ઉચિત લાગે છે.'

'પણ તેથી શું તમારી અપકીર્તિ નહીં થાય ? લોકો કહેશે કે 'યુદ્ધમાં પરાજિત થયા એટલે સાધુ બની ગયા ! ભલે તમારે ચારિત્ર લેવું હોય તો જીવનની ઉત્તરાવસ્થામાં લેજો, પરંતુ અત્યારે....'

'હે મહાવીર ! હવે અમારે અપકીર્તિથી શા માટે ડરવું જોઈએ ? પરસ્ત્રીના અપહરણથી અમારી અપકીર્તિ શું નથી થઈ ? શું સાધુ બનવાથી, એનાથી વધુ અપકીર્તિ થશે ? હું તો એમ સમજુ છું કે પિતાજીએ આચરેલા પરસ્ત્રી-અપહરણના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા અમારે ચારિત્ર સ્વીકારવું જોઈએ.'

શ્રી રામ મૌન રહ્યા. ઈન્દ્રજિત્‌ના કથન પર તેઓ ગહન વિચારમાં પડી ગયા.

બીજી બાજુ કુંભકર્ણ, ઈન્દ્રજિત્, મેઘવાહન અને મંદોદરી આદિ પરસ્પર વિચાર-વિમર્શમાં પરોવાયાં.... જ્યારે લંકાની પ્રજા રાક્ષસેશ્વરના વધથી વ્યાકુળ બની ગઈ હતી.

## ૮૩ : સીતા મિલન

લંકાના યુદ્ધમેદાનમાં હજુ લંકાપતિ રાવણના દેહની રાખ ઠરી પણ ન હતી, મંદોદરી વગેરેનાં આંસુ હજુ સૂકાયાં પણ ન હતાં, નગરજનોનો કલ્પાંતધ્વનિ હજુ શમ્યો ન હતો....ત્યાં લંકાના કુસુમાયુધ ઉદ્યાનમાં દેવલોકના હજારો દેવ ઉતરી આવ્યા હતા અને મહોત્સવનાં ઢોલ બજાવી રહ્યા હતા !

મહામુનિ અપ્રમેયબલને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હતું. તેનો મહોત્સવ મનાવવા દેવો આવ્યા હતા. લંકાની શેરીઓમાં તે જ્ઞાનોત્સવનો ધ્વનિ સંભળાવા લાગ્યો હતો. પ્રભાતે શ્રીરામને આ સમાચાર મળ્યા. રામ-લક્ષ્મણ કુંભકર્ણાદિ રાક્ષસપરિવાર સાથે કુસુમાયુધ ઉદ્યાન તરફ ચાલ્યા. સહુનાં હૃદય ઉદ્વિગ્ન હતાં, સંતપ્ત હતાં. જ્યારે તેઓ પહોંચ્યા ત્યારે મહામુનિ સુવર્ણકમલ પર આરુઢ થઈ ધર્મદેશના આપતા હતા. વંદના કરી શ્રીરામ વગેરે બેસી ગયા. કેવળજ્ઞાનીની પ્રશમરસ રેલાવતી ધર્મદેશનાએ દેવોનાં ચિત્ત પ્રફૂલ્લિત કર્યાં. માનવોનાં મન પ્રસન્ન કર્યાં.

ધર્મોપદેશ પૂર્ણ થયો. ઈન્દ્રજિત અને મેઘવાહન ઊભા થયા. મહામુનિને વંદન કરી તેમણે કહ્યું :

'હે વિભો, અમે આ સંસારવાસથી વિરક્ત બન્યા છીએ. પરંતુ અમારા પૂર્વભવો જાણવાની અમને જિજ્ઞાસા છે. આપ ત્રિકાલજ્ઞાની છો. સર્વ જીવોના સર્વ ભાવો આપને પ્રત્યક્ષ છે. આપ કૃપા કરીને અમારા પૂર્વભવોનું વર્ણન કરશો તો અમારા વૈરાગ્યમાં વૃદ્ધિ થશે.'

સભામાં શાંતિ છવાઇ ગઈ. દેવો પણ લંકાપતિના પ્રાણપ્રિય પુત્રોના પ્રશ્નોના પ્રત્યુત્તર સાંભળવા આતુર બન્યા. મહામુનિએ કહ્યુ :

'કૌશામ્બી નગરી હતી. તેમાં બે ભાઈઓ વસતા હતા. દરિદ્રતાએ તેમને ઘેરી લીધા હતા. એકનુ નામ હતું પ્રથમ અને બીજાનું નામ હતું પશ્ચિમ. એક દિવસ કૌશામ્બીમાં ભવદત્ત મહામુનિ પધાર્યા. સહુ નગરજનો મહામુનિની દેશના સાંભળવા ગયા. ધર્મદેશના સાંભળી તેઓને ધનની દરિદ્રતાનું ભાન થઈ ગયું. વિષયોની તૃષ્ણા શાન્ત થઈ ગઈ. તેમણે મહામુનિના ચરણોમાં સંસારનો ત્યાગ કર્યો અને સાધુ બની ગયા.'

'સાધુ બની બંને ભાઈઓ પૃથ્વીતલ પર વિહરવા લાગ્યા. તપ–ત્યાગ અને જ્ઞાન–ધ્યાનથી આત્માને ઉજ્જવલ બનાવવા લાગ્યા. એક દિવસ તેઓ કૌશામ્બીમાં પધાર્યા. કૌશામ્બી ત્યારે વસંત–મહોત્સવના રંગે ચઢી હતી.

રંગ-રાગ અને વિલાસમાં પ્રજા ડૂબી ગઇ હતી. બંધુ -મુનિ ઉદ્યાનની કુટિરમાં બિરાજ્યા હતા.

રાજા નંદિઘોષ મહારાણી ઈન્દુમુખી સાથે એજ ઉદ્યાનમાં આવ્યો. રાજા-રાણી પણ વસંત ઉત્સવના આનંદમાં મગ્ન બન્યા હતાં. તેમની ક્રીડા મુનિ પશ્ચિમના દૃષ્ટિપથમાં આવી. પશ્ચિમમુનિના મનને એ ક્રીડાએ આકર્ષ્યું. 'અવી ક્રીડા કરવાનું સૌભાગ્ય મને પણ મળે તો?' મુનિનું મન ગડમથલમાં પડી ગયું.

પશ્ચિમ મુનિએ વિચાર્યું : મુનિજીવનમાં તો આવું સુખ ભોગવી શકું નહિ. મુનિજીવનનો ત્યાગ કરીને ગૃહસ્થ બની જાઉં તો પણ મને આવો રાજવૈભવ કયાંથી મળે? આવી રાણી કયાંથી મળે? હા, શાસ્ત્રોમાં મને જાણવા મળ્યું છે કે તપશ્ચર્યાના બળથી બીજા ભવમાં એવું સુખ મળે છે! પણ તે માટે સંકલ્પ કરવો પડે. તપશ્ચર્યાનો સોદો કરવો પડે! કોઈ વાંધો નહીં, હું મારી સમગ્ર તપશ્ચર્યાના ફળરૂપે એવો સંકલ્પ કરૂં કે મરીને આજ રાજા-રાણીનો પુત્ર બનું! બસ, પછી ભોગ-વિલાસ અને આનંદ—પ્રમોદની કોઇ સીમા નહિ રહે!'

પશ્ચિમ મુનિને આ વિચાર જચી ગયો. એક દિવસ એમણે પોતાના ભાઈ મુનિ પ્રથમની સમક્ષ પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી દીધી. તીવ્ર ઇચ્છા પ્રગટ થયા વિના રહેતી નથી. પ્રથમ મુનિએ પશ્ચિમમુનિએ કહ્યું :

'હે મુનિવર, તમે આ શું વાત કરો છો? સંસારના આ ભોગવિલાસની ખાતર તમે સાધુજીવનની મહાન્ સાધનાને હોડમાં મૂકવા ચાહો છો? કર્મક્ષય કરવાની સાધનાને તમે ભોગવિલાસ પ્રાપ્ત કરવાનું સાધન બનાવો છો? ભાઈ....ભાઈ....આ તમને ક્યાંથી સૂઝ્યું? જ્ઞાની ભગવંતોએ જે ભોગવિલાસને ભવભ્રમણનું કારણ બતાવ્યું છે, તેની સ્પૃહા તમને કેમ જાગી ગઈ?'

પશ્ચિમમુનિની દૃષ્ટિ જમીન પર સ્થિર હતી. તેમના મુખપર પોતાના સંકલ્પની દૃઢતા હતી. પ્રથમ મુનિએ ખૂબ વાત્સલ્યપૂર્ણ શબ્દોમાં કહ્યું :

'તમે જે ભોગવિલાસ તરફ આકર્ષાયા છો તે ભોગ-વિલાસનું સુખ તમને તમારી તપશ્ચર્યાના ફળરૂપે મળી પણ જશે. પરંતુ એ કેટલા કાળ સુધી તમારી પાસે રહેશે? શું એ સુખ સર્વ કાળ તમારી પાસે રહેશે? ના, સંસારનાં તમામ સુખો ક્ષણિક છે, અનિત્ય છે. ક્લેશયુક્ત છે, એ સુખોના ભોગનું પરિણામ દુર્ગતિ છે...તમે શા માટે જાણી-બૂઝીને ભડભડતી ભોગની આગમાં કૂદી પડવા તૈયાર થઈ ગયા છો? મારી વાત માનો, તમે મારા બંધુ છો. મહાન પવિત્ર સાધુજીવન જીવી રહ્યા છો. આ તમારો ત્યાગ, તમારી તપશ્ચર્યા, એના પર પાણી ન વાળો.'

પશ્ચિમમુનિએ કહ્યું : તમે કહો છો તે સત્ય છે, પરંતુ મને સમજાતું નથી કે હું કેમ એ સુખો તરફ આકર્ષાઈ રહ્યો છું? મેં જ્યારથી રાજા-રાણીની ક્રીડા જોઈ છે ત્યારથી એનું આકર્ષણ જાગ્યું છે.'

પ્રથમમુનિએ કહ્યું : ભલે એ નિમિત્તે તમારા મનમાં વિક્ષોભ પેદા કરી દીધો, પરંતુ આપણે જ્ઞાનબળે એ વિક્ષોભને દૂર કરી શકીએ. વિષય-કષાયનાં દમન કરવાનું આપણું જીવન છે. ચંચળ ચિત્તવૃત્તિઓનું દમન કર્યે જ છૂટકો છે. અનાદિ-કાલીન વિષય-કષાયની વૃત્તિઓ પર આપણે વિજય મેળ-વવાનો છે. તે માટે જ આપણે સાધુ બન્યા છીએ. સાધુ-જીવન એટલે દુષ્ટવૃત્તિઓ સાથે લડી લેવાનું જીવન! હા, ક્યારેક દુષ્ટવૃત્તિઓ આપણા પર પ્રહાર કરી જાય, પરંતુ તેટલા માત્રથી આપણે તેની શરણાગતિ ન સ્વીકારી લેવી જોઈએ. પુનઃપુનઃ એ વૃત્તિઓ પર હુમલા કરી તેમને જર્જરિત કરી દેવી જોઈએ. ભાઈ! તમે ડરો નહીં, હું તમારી સાથે છું...'

પશ્ચિમમુનિનો મુખ પર કંઈક લજ્જા, વિક્ષોભ અને ઉદ્વેગથી રેખાઓ ખેંચાઈ. તેમની દૃષ્ટિમાં ચંચળતા હતી. મોક્ષસુખ અને ભોગસુખ વચ્ચે તેમનું મન ઝોલાં ખાઈ રહ્યું હતું. પ્રથમ મુનિનાં વચનો તેમના અંતઃકરણ સુધી પહોંચી શકતાં ન હતાં. મોક્ષસુખની કલ્પના લુપ્ત થઈ ગઈ હતી. સંસારનાં સુખોએ તેમને જકડી લીધા હતા.

પ્રથમમુનિએ અન્ય મુનિઓને પશ્ચિમ મુનિનાસંકલ્પની જાણ કરી. મુનિસમુદાયમાં ખળભળાટ મચી ગયો. પશ્ચિમમુનિની ચારે બાજુ મુનિઓ આવીને બેસી ગયા. પશ્ચિમમુનિના સંકલ્પને દૂર કરવા તેઓ સમજાવવા લાગ્યા. પશ્ચિમમુનિ મૌનપણે સહુની વાતો સાંભળી રહ્યા. જ્યારે

સહુ સમજાવીને મૌન થઈ ગયા ત્યારે પશ્ચિમમુનિએ કહ્યું:

'હે મુનિવરો, તમે મને સંસારસુખનું નિયાણું કરવા ના પાડો છો. તમારી વાત હું સમજી શકું છું. સંસારને અસાર સમજીને હું સાધુ બન્યો છું પરંતુ જીવના અધ્યવસાયો પરિવર્તનશીલ છે. મારા મનમાં જે સંસાર સુખની આકાંક્ષા જાગ્રત થઈ છે, એનું શમન કરવાની મારી શક્તિ નથી. મારો સંકલ્પ અવિચલ છે, આપ મને ક્ષમા કરો.'

પશ્ચિમમુનિ ત્યાંથી ચાલ્યા ગયા.

આયુષ્ય પૂર્ણ થયું, મરીને એ જ રાજા-રાણીને ઘેર પુત્રરૂપે ઉત્પન્ન થયા. નામ રતિવર્ધન રાખવામાં આવ્યું.

રતિવર્ધન યૌવનવયમાં આવતાં માતાપિતાએ તેને પરણાવ્યો. અનેક રૂપરમણીઓના સંગે ભોગસુખ ભોગવતો જીવન વ્યતીત કરવા લાગ્યો.

પ્રથમ મુનિ કાળધર્મ પામી પાંચમા દેવલોકમાં દેવ થયા. દેવોને જન્મથી જ અવધિજ્ઞાન હોય છે. પ્રથમમુનિના જીવે અવધિજ્ઞાનમાં પોતાના પૂર્વજન્મના ભાઈ પશ્ચિમ-મુનિને રતિવર્ધન રાજારૂપે જોયા....

પ્રથમ મુનિના હૃદયમાં પશ્ચિમમુનિ પ્રત્યેનો ભ્રાતૃસ્નેહ અખંડ હતો.. ભલે પશ્ચિમમુનિએ પ્રથમમુનિની શિખામણ અવગણીને નિયાણું કર્યું હતું છતાં પ્રથમમુનિનો સ્નેહ ભગ્ન થયો ન હતો. એ સ્નેહે દેવભવમાં તૂર્ત તપાસ કરાવરાવી

કે 'ભાઈ પશ્ચિમમુનિ ક્યાં છે ?'

જ્યારે રતિવર્ધનને સંસારસુખમાં ડૂબી ગયેલો જોયો ત્યારે દેવે વિચાર્યું : જો આ રીતે જ ભોગસુખમાં ગરકાવ થઈને મરશે તો અવશ્ય દુર્ગતિમાં જશે. એને આત્મભાન કરાવું.'

જો કે દેવો પણ ભોગસુખમાં લીન હોય છે, પરંતુ જે મનુષ્ય જીવનમાં સંયમ જીવન જીવીને દેવ બને છે, તેનો આત્મા દેવલોકનાં દિવ્યસુખોની વચ્ચે પણ જાગ્રત રહે છે અને દિવ્યસુખોના ઉપભોગમાં ખોવાઇ જતો નથી.

દેવે મુનિનું રૂપ બનાવ્યું.

આવ્યા રતિવર્ધનરાજાની સભામાં, રાજાએ ઊભા થઇ મુનિનો સત્કાર કર્યો અને યોગ્ય આસને બિરાજિત કરી પોતે મુનિનાં ચરણોમાં બેસી ગયો.

મુનિરૂપધારી દેવે રતિવર્ધનને ધર્મોપદેશ આપ્યો. સાથે તેનો પશ્ચિમમુનિનો પૂર્વભવ પણ બતાવ્યો....પ્રથમમુનિના જીવ તરીકે પોતાની ઓળખાણ કરાવી. આ બધું સાંભળતાં સાંભળતાં રતિવર્ધનને પોતાના પૂર્વભવનું સ્મરણ થઈ ગયું. દેવના આનંદની સીમા ન રહી. તેણે કહ્યું :

'હે બંધુ! હજુ કંઈ બગડી ગયું નથી. જાગ્યા ત્યારથી પ્રભાત! આ મનુષ્યલોકનાં ગંદા, બિભત્સ અને ક્ષણિક સુખોથી સર્યું...આ સુખોનો ત્યાગ કરી સંયમ સ્વીકારી ભવોની પરંપરા સુધારો.'

રતિવર્ધનનું મન ભોગસુખોથી નિવૃત્ત બન્યું. તેણે પોતાની માતા ઈન્દુમુખીને વાત કરી. ઈન્દુમુખી પુત્રની વાત સાંભળી આશ્ચર્ય અનુભવી રહી. રતિવર્ધને જ્યારે ચારિત્ર ગ્રહણ કરવાની વાત કરી ત્યારે ઈન્દુમુખી ઉદ્વિગ્ન બની ગઈ. પરંતુ રતિવર્ધને જ્યારે પોતાના પૂર્વભવની વાત કરી ત્યારે ઇન્દુમુખીએ પ્રસન્નતાથી અનુજ્ઞા આપી.

રતિવર્ધને ચારિત્ર સ્વીકાર્યું.

કાળધર્મ પામી પાંચમા દેવલોકે ગયો.

બંને ભાઇઓ પાંચમા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહ ક્ષેત્રમાં વિબુદ્ધનગરમાં અવતર્યા. બંને રાજકુમાર બન્યા. યુવાન વયમાં ચારિત્ર સ્વીકારી, કાળધર્મ પામી બારમા દેવલોકમાં ગયા.

બારમા દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી તે બંને ભાઈઓ લંકામાં પ્રતિવાસુદેવ રાવણના મહેલમાં પુત્રરૂપે અવતર્યા. તે એકનું નામ ઇન્દ્રજીત્ અને બીજાનું નામ મેઘવાહન,

ઈન્દ્રજિત્ અને મેઘવાહન પોતાના પૂર્વભવોનો વૃત્તાંત સાંભળી વૈરાગ્યવાસિત બન્યા. સાથે સાથે એ પણ જાણવા મળ્યું કે રતિવર્ધનના ભવમાં જે માતા ઇન્દુમુખી હતી તેજ મંદોદરી છે, ત્યારે રાક્ષસ-પરિવારમાં આશ્ચર્ય ફેલાયું.

ઈન્દ્રજિત્ અને મેઘવાહને ચારિત્ર ગ્રહણ કરવાનો પોતાનો સંકલ્પ ઘોષિત કર્યો. કુંભકર્ણે પણ ચારિત્ર

સ્વીકારવાની ઘોષણા કરી. મંદોદરી વગેરે લંકાની રાણીઓએ પણ ચારિત્ર લેવાનો સંકલ્પ જાહેર કર્યો. રાક્ષસ પરિવારની આ જાહેરાતે લંકામાં આનંદ અને શોકની મિશ્ર લાગણીઓ ફેલાવી. લોકપ્રિય લંકાપતિ રાવણના અવસાનથી લંકાની પ્રજા વ્યથિત હતી, ત્યાં કુંભકર્ણ અને ઇન્દ્રજિત્-મેઘવાહન તે પ્રજા માટે એક મોટું આશ્વાસન હતાં.

અપ્રમેયબલ મહામુનિની પર્ષદામાં ઉપસ્થિત હજારો સ્રી-પુરૂષોએ કુંભકર્ણ વગેરેને આંસુભરી આંખે વિનંતિ કરીને તેમને ચારિત્ર ન લેવા સમજાવ્યા, પરંતુ તેઓ દૃઢ સંકલ્પ કરનારા હતા. તેમનું હૃદય હવે સંસારના કોઇ સુખ માટે તલપતું ન હતું. સંસારના કોઇ સુખ માટે તેમને કામના ન હતી, પછી તેઓ શાને સંસારમાં રહે?

થોડા સમય પૂર્વે બાહ્ય શત્રુઓ સામે ઝઝુમતા રાક્ષસવંશના પરાક્રમી કુમારો થોડા સમય પછી આંતરશત્રુઓ સામે ઝઝુમનારા મુનિવરો બની ગયા! ગઈ કાલ સુધી લંકાના અપ્રતિમ રાજમહાલયોના અંતેપુરમાં રંગ-રાગ-લીન બની રાવણને રીઝવનારી સન્નનારીઓ આજે ત્યાગ-વિરાગમાં લીન બની પરમાત્માને રીઝવનારી આર્યાઓ બની ગઇ...

હૃદયનું પરિવર્તન કયા પ્રસંગે અને કેવા સંયોગોમાં થઈ જાય છે તે છદ્મસ્થન સમજી શકે, કાલનો પાપી આજે ધર્માત્મા બની શકે છે... આજનો ધર્માત્મા કાલે પાપી બની શકે છે.

શ્રીરામે નૂતન મુનિવરોનાં ચરણે વંદના કરી શ્રી

લક્ષ્મણજી, સુગ્રીવ, બિભીષણ ઈત્યાદિએ પણ વંદના કરી. બિભીષણે શ્રીરામને પ્રણામ કરી કહ્યું.

'હે પુરુષશ્રેષ્ઠ, હવે આપ લંકામાં પ્રવેશ કરી દેવી સીતાના મનને પ્રસન્ન કરો.'

બિભીષણે લંકાના રાજમાર્ગો શણગાર્યા. લંકાની પ્રજા શ્રી રામ-લક્ષ્મણને નિરખવા રાજમાર્ગો પર ગોઠવાઈ ગઈ. 'ભુવનાલંકાર' હાથી પર શ્રીરામ-લક્ષ્મણ આરુઢ થયા. તેમની પાછળ બિભીષણ અને સુગ્રીવના બે હાથી ગોઠવાયા. ત્યારબાદ હનુમાન, પ્રસન્નકીર્તિ, નલ અને નીલના ચાર રથોની પંક્ત ગોઠવાઇ. તે પછી બીજા અનેક વાનરવીરો રથારુઢ બની, અશ્વારુઢ બની ગોઠવાઈ ગયા.

લંકાની પ્રજાનાં નેત્ર રામ-લક્ષ્મણ અને લાખો વાનરવીરોને જોવા ઉત્સુક હતાં. પરંતુ એ પ્રજાનાં હૃદય સંતપ્ત હતાં. આજે તેમનો પ્રિય રાજા દશમુખ કે પટ્ટરાણી મંદોદરી....યુવરાજ ઈન્દ્રજીત અને પરાક્રમી મેઘવાહન.... કોઈ ન હતું....રાજમહાલય સૂનસામ હતો. હર્ષ-શોકની મિશ્ર લાગણીઓ અનુભવતી લંકાની જનતા રાજમાર્ગો પર ઉભરાઇ હતી.

વિદ્યાધરોએ દિવ્ય વાજિંત્રોના નાદથી લંકાના શોકાકુલ વાતાવરણને બદલવા માંડયું. કિન્નરીઓનાં સમુહ-નૃત્યો થવા લાગ્યાં. અને શ્રી રામનો લંકા-પ્રવેશ આરંભાયો.

શ્રી રામને લંકાના રાજમહાલયોમાં નહોતું જવું.

એમને જવું હતું મહાસતી સીતા પાસે. જે દિનરાત 'રામ રામ'નો જાપ જપી રહી હતી. જેણે મનમાં ય શ્રી રામ વિના કોઇ પુરુષની અભિલાષા કરી ન હતી....અને જે મહાસતીના સતીત્વની રક્ષાં ખાતર શ્રીરામે ભીષણ રણ-સંગ્રામ ખેલ્યો હતો.

સીતાજી 'પુષ્પગિરિ'ના શિખરે એક રમણીય ઉદ્યાનમાં રહ્યાં શ્રીરામની પ્રતીક્ષા કરી રહ્યાં હતાં. શ્રીરામ, હનુમાને વર્ણવેલી સીતાને જોવા ઉત્સુક હતાં.

જયારે શ્રીરામ પુષ્પગિરિ પાસે આવ્યા, હાથી પરથી નીચે ઉતરી ગયા. લક્ષ્મણાદિ સર્વે શ્રીરામને અનુસર્યાં. સહુ પુષ્પગિરિ પર ચઢવા લાગ્યા. પુષ્પગિરિના શિખરે ઉદ્યાનના દ્વારે સીતાજી આવીને ઉભાં હતાં. શ્રી રામે સીતાજીને દૂરથી જોયાં....એક ક્ષણ થંભી ગયા....'જેવું વર્ણન હનુમાનને કર્યું હતું તેવી જ સીતા દૃષ્ટિપથમાં આવી રહી છે,' અને શ્રી રામ વેગથી સીતાજી તરફ દોડયા.

એ દંપતિના મિલનનું વર્ણન કોઈ મહાકવિઓએ કર્યું હોત તો? શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ આ પ્રસંગને માત્ર એક શ્લોકમાં વર્ણવ્યો છે.

**તામુત્ક્ષિપ્ય નિજોત્સંગે દ્વિતીયમિવ જીવિતમ્ ।**
**તદૈવ જીવિતમ્મન્યો, ધારયામાસ રાઘવઃ ॥**

'સીતાજીને ઉપાડીને શ્રીરામે પોતાના ઉત્સંગમાં ધારણ કરી, જાણે પોતાનું બીજું જીવન જ હોય એમ માનીને!'

ચિરકાલીન વિયોગ પછી થતા સંયોગનું સંવેદન જો કે વચનાતીત હોય છે છતાં તે સંવેદનને વચનનો વિષય બનાવવા કવિઓએ કયાં પ્રયત્ન નથી કર્યો? એ સમયે મહાસતી સીતાના મનના ભાવો કેવા હશે? શ્રી રામના મનની કેવી સ્થિતિ હશે? ત્યાં ઉપસ્થિત હર કોના મનના ભાવો કેવા હશે?

સિદ્ધ ગંધર્વાદિએ આકાશવાણી કરી:

**'ઈયં મહાસતી સીતા જયતુ'**

'આ મહાસતી સીતા જય પામો.'

'લક્ષ્મણજીની આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી. સીતાજીનાં ચરણોમાં લક્ષ્મણજીએ પોતાનું મસ્તક મૂકી આંસુઓથી સીતાજીના ચરણોનું પ્રક્ષાલન કરવા માંડયું.

'હે તાત, ચિરંજીવ, ચિરનન્દ.... મારી તને સદૈવ આશિષ છે.' એમ કહેતાં સીતાજીએ લક્ષ્મણજીના માથે હેત વરસાવ્યાં.

ભામંડલે સીતાજીને નમસ્કાર કર્યા. સીતાજીએ પ્રસન્નતાપૂર્વક ભામંડલને આશિષ આપી, જાણે મુનિવચન!

ત્યારબાદ કપિરાજ સુગ્રીવે મસ્તક નમાવી કહ્યું. હું સુગ્રીવ મહાસતીને પ્રણામ કરૂં છું.'

બિભીષણે નતમસ્તક બની કહ્યું: 'હું રાવણાનુજ બિભીષણ, દેવી સીતાને વંદન કરૂં છું.'

સીતાજી મધુર ધ્વનિથી હરેકને આશિર્વચન આપતાં જાય છે હનુમાન અંગદ, નલ-નીલ, પ્રસન્નકીર્તિ વગેરે આવતા ગયા અને પોતાનું નામ બતાવતા વંદન કરતા ગયા.

પૂર્ણિમાના શશાંક સાથે જેમ કુમુદિની શોભે તેમ શ્રી રામ સાથે સીતા શોભવા લાગ્યા.

બિભીષણે શ્રી રામને પ્રણામ કરી કહ્યું. 'કૃપાનાથ, લંકાના રાજમહાલયને દેવી સીતા સાથે પાવન કરો.'

શ્રી રામ સીતા સાથે ભુવનાલંકાર હાથી પર આરૂઢ થયા. વિદ્યાધરોએ શ્રી રામની જય પોકારી. હર્ષનાદોથી લંકા ગાજી ઊઠી. ભુવનાલંકાર હાથીની આગળ રથારુઢ બનીને બિભીષણ માર્ગદર્શન કરાવી રહ્યા હતા. જ્યારે સુગ્રીવાદિ વાનરવીરો શ્રી રામની પાછળ આવી રહ્યા હતા.



સીતાજી સાથે શ્રી રામે લંકાપતિના દિવ્ય આવાસમાં પ્રવેશ કર્યો.

સીધા જ તેઓ આવાસ-અન્તર્ગત શ્રી શાન્તિનાથ ભગવંતના ચૈત્યમાં ગયા.

શાન્તિચૈત્ય વિશાળ હતું. એક હજાર મણિ મઢેલા સ્તંભો પર એ ચૈત્ય ઉભેલું હતું. શિલ્પકલાનો એ અદ્ભુત નમુનો હતું. શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજી પ્રસન્ન થઈ ગયાં.

સીતાજીએ પ્રભુપૂજનની ભાવના વ્યકત કરી.

બિભીષણે તુર્ત પૂજનસામગ્રી મંગાવી લીધી.

બીજી બાજુ શ્રી રામ વગેરે સ્નાનાદિથી નિવૃત્ત થઈ, વિશુદ્ધ કિંમતી વસ્ત્રોથી સજ્જ થઈને આવી ગયા.

અતિ ભક્તિપૂર્ણ હૃદયથી ત્રણેએ પૂજા કરી.

બિભીષણે કહ્યું :

'કૃપાનાથ, સેવકના આવાસમાં પણ જિનચૈત્ય છે. ત્યાં પણ જિનપૂજન કરવાથી આપનું મન આહ્લાદિત થશે.'

સુગ્રીવ વગેરે રાજાઓ, સેનાપતિઓ, રાજકુમારો આદિ સાથે શ્રી રામ બિભીષણના મહેલે પધાર્યા.

બિભીષણનો મહેલ પણ રાવણના મહેલની સ્પર્ધા કરે તેવો સુશોભિત અને વિશાળ હતો. શ્રી રામે પરિવાર સહિત જિનચૈત્યમાં પૂજન કર્યું અને ત્યારબાદ ભોજનાદિથી નિવૃત્ત થયા. શ્રી રામસૈન્યના દરેક રાજાઓ, રાજકુમારો અને સેનાપતિઓ આજે બિભીષણના અતિથિ હતા.

સહુ ભોજનાદિથી નિવૃત્ત થયા, શરીરનો ખેદ દૂર થયો, ત્યારે બિભીષણે પોતાના વિશાળ સભાભવનમાં સહુને એકત્રિત કર્યા.

રત્નસિંહાસન પર શ્રી રામને આરુઢ કરી બિભીષણ શ્રી રામચરણની પાસે એક આસન પર બેઠા. સહુ આવી ગયા પછી બિભીષણે અંજલિ જોડી શ્રીરામને વિનંતી કરી :

'હે ઉત્તમ પુરુષ ! આ અર્ધ-ભારતનો વૈભવ...રત્નોના ઢગલા, સોનાનો વિશાળ ભંડાર...લાખો હાથી અને ઘોડા અને આ સંપૂર્ણ રાક્ષસ-દ્વીપ....આપ સ્વીકારો; સર્વસ્વના સ્વામી આપ છો, હું તો આપનો એક સેવક છું. આપ આજ્ઞા પ્રદાન કરો. સંપ્રતિ જ આપનો લંકાના સિંહાસને રાજ્યાભિષેક કરીએ. આપ લંકાને પવિત્ર કરો...મારા પર કૃપા કરો...મારી ઈચ્છા પૂર્ણ કરી મને અનુગૃહિત કરો, શ્રીરામ બોલ્યા :

'હે મહાત્મન્! શું તમે ભૂલી ગયા કે મેં તમને પૂર્વે જ લંકાનું રાજ્ય આપેલું છે! તમારી મારા પ્રત્યેની અપાર ભક્તિ અને અવિહડ સ્નેહ તમને એ ભૂલાવી દે, પણ હું આપેલું વચન કેમ ભૂલી શકું?'

શ્રી રામે સુગ્રીવને સંકેત કર્યો. રાજ્યાભિષેકની સામગ્રી તત્કાલ સુગ્રીવે ઉપસ્થિત કરી અને તત્કાલ લંકાના રાજ્ય પર શ્રી રામે બિભીષણનો અભિષક કર્યો. સભાએ લંકાપતિ બિભીષણની જય પોકારી.

લંકાની પ્રજાને ત્યારે પ્રતીતિ થઈ કે શ્રી રામ–લક્ષ્મણ રાજ્યના લોભથી નથી લડયા, પરંતુ સીતાની ખાતર લડયા છે. શ્રી રામ–લક્ષ્મણની રાજ્ય પ્રત્યેની નિઃસ્પૃહતાએ લંકાની પ્રજાને મોહી લીધી.

શ્રી રામે પરિવાર સહિત રાવણના આવાસમાં નિવાસ કર્યો.

બિભીષણે રાજ્યની ધુરા ધારણ કરી વ્યવસ્થાતંત્ર સંભાળી લીધું.

શ્રી રામે સુગ્રીવને કહ્યું :

અમે અયોધ્યાથી વનવાસમાં નીકળ્યા પછી અનેક સ્થળે અનેક રાજકુમારીઓ સાથે પાણિગ્રહણ કરવાનું વચન આપતા આવ્યા છીએ. હું ઇચ્છું છું કે તે તે વિદ્યાધરોને દૂતો દ્વારા જ્ઞાપન કરી રાજ-કુમારીઓને અહીં બોલાવી

તેમની સાથે પાણિગ્રહણ કરી વચનનું પાલન કરવું જોઇએ.'

શ્રી રામની આજ્ઞાથી સુગ્રીવે વિદ્યાધર-દૂતોને શ્રી રામનો સંદેશો આપીને આકાશ-યાનમાં રવાના કર્યા. સિંહોદર વગેરે રાજાઓનાં નામ તેમને સૂચિત કર્યા. હતાં. વિદ્યાધર દૂતો એ પ્રમાણે રાજાઓ અને રાજકન્યાઓને લઇ લંકા આવી ગયા શ્રી રામ-લક્ષ્મણે વિધિપૂર્વક તે રાજકન્યાઓ સાથે*પાણિગ્રહણ કર્યું. લંકાના નર-નારીઓએ મહોત્સવ મનાવ્યો.

યથેચ્છ ભોગસુખ ભોગવતા શ્રી રામ-લક્ષ્મણે લંકામાં છ વર્ષ વીતાવ્યાં સુખના દિવસો વ્યતીત થતાં વાર લાગતી નથી. લંકા શ્રી રામ માટે અયોધ્યા બની ગઈ હતી. તેઓને અયોધ્યા યાદ પણ આવતી ન હતી પરંતુ અયોધ્યાને શ્રી રામ-લક્ષ્મણ અને સીતા ક્ષણે ક્ષણે યાદ આવતા હતાં!

બિભીષણ સુગ્રીવ વગેરે શ્રી રામની સેવામાં તત્પર હતા.

ઇન્દ્રજિત્ અને મેઘવાહન ચારિત્ર લઈ કર્મોના સામે યુદ્ધ ખેલી રહ્યા હતા. ભલે તેઓ રામ-લક્ષ્મણના હાથે

---

*વાલ્મિકીકૃત રામાયણમાં અને તુલસીકૃત રામાયણમાં શ્રી રામને એક જ પત્ની હતી. એમ કહેવાયું છે. શ્રી હેમચન્દ્રસૂરિકૃત રામાયણમાં રામને અનેક પત્ની હોવાનું પ્રતિપાદન છે.

પરાજિત થયા, પરંતુ કર્મોના સામે તેઓ પરાજિત ન થયા. અનંત-અનંત કર્મોનો ક્ષય કરી તેઓ વીતરાગ સર્વજ્ઞ બન્યા. વિન્ધ્ય પ્રદેશમાં તેમણે નિર્વાણ પ્રાપ્ત કર્યું, ત્યારથી એ પ્રદેશ 'મેઘરથ' તીર્થરૂપે પ્રસિદ્ધ થયો. એ તપોભૂમિના સ્પર્શે અનેક પતિતોના ઉદ્ધાર થયા.

નારદજી !

પૃથ્વી પર નિરંતર પરિભ્રમણ કરનાર એ આજીવન બ્રહ્મચારી દેવર્ષિ એક દિવસ અયોધ્યાને આંગણે પધાર્યા.

તેઓ સીધા જ રાજમહેલે પહોંચ્યા...તેમને અયોધ્યા અને અયોધ્યાવાસીઓ પ્રફુલ્લિત ન લાગ્યા. રાજમહેલ ગમગીન લાગ્યો. જ્યારે તેઓ કૌશલ્યા અને સુમિત્રા પાસે પહોંચ્યા ત્યારે નારદજીનું મન દુઃખી બની ગયું. કારણ કે કૌશલ્યા અને સુમિત્રા શોકાકુલ હતાં. તેમની આંખો આંસુભીની હતી, તેમના શરીર સૂકાયેલાં હતાં.

નારદજીનો ઉચિત સત્કાર કરી તેમને બેસવા માટે આસન આપ્યું.

નારદજીએ પ્રશ્ન કર્યો :

'હે ભક્તિશાલિની! તમે વિમનસ્ક કેમ છો?'

કૌશલ્યા એ કહ્યું :

'હે દેવર્ષિ, મારા પુત્ર-રામ-લક્ષ્મણ પુત્રવધૂ સીતા સાથે વનમાં ગયા....ત્યાં સીતાનું અપહરણ થયું. રાવણ સીતાને લંકા લઈ ગયો...રામ-લક્ષ્મણ લંકા ગયા....રાવણ સાથે યુદ્ધ થયું....રાવણે લક્ષ્મણ પર શકિત-પ્રહાર કર્યો...

એનું નિવારણ કરવા 'વિશલ્યા'ને ત્યાં લઈ જવામાં આવી. બસ, અહીં સુધી જાણવામાં આવ્યું...મારો પુત્ર લક્ષ્મણ જીવે છે કે નહીં ? સીતાનું શું થયું ?...' કહેતાં કહેતાં 'હા વત્સ લક્ષ્મણ....' કરતી કૌશલ્યા ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી...સુમિત્રા પણ ડૂસકાં ભરવા લાગી. નારદજીની આંખો પણ ભીની થઇ ગઇ. રાજમાતાઓનું દુઃખ તેમનાથી જોયું ન ગયું. તેમણે કહ્યું, 'હે સુશીલે ! તમે ધૈર્ય ધારણ કરો, શાન્તિથી અહીં રહો. હું જાઉં છું ને તમારા પુત્રોને હું લઈ આવું છું.'

નારદજીએ અવિલંબ આકાશમાર્ગે પ્રયાણ કર્યું. લોકો પાસેથી જાણી લીધું કે રામ-લક્ષ્મણ લંકામાં વસે છે. તેઓ અલ્પ સમયમાં લંકાના દ્વારે આવી પહોંચ્યા.

શ્રી રામ નારદજીને જોતાં ઊભા થઈ ગયા અને સામે આવી ઉચિત સત્કાર કરી પૂછ્યું, 'દેવર્ષિ ! અહીં કેમ પધારવાનું થયું ?'

નારદજી કંઈ ન બોલ્યા. તેઓ શ્રીરામ-લક્ષ્મણ અને સીતા સામે જોઇ રહ્યા. તેમના મનમાં રોષ ઉભરાઈ રહ્યો હતો. છતાં તે રોષને મુખ પર આવવા દેતા ન હતા. તેમને વિચાર આવ્યો. 'આમની જનની 'મારા પુત્ર....મારા પુત્ર' કરતી આંસુઓ વહાવી રહી છે. નથી સુખે ભોજન કરતી કે નથી શાન્તિથી નિદ્રા લેતી. જ્યારે આ પુત્રોના મુખ પર માતૃવિરહના દુઃખનું નિશાન પણ નથી ! કેવો આ સંસાર છે !'

શ્રીરામે પુનઃ પ્રશ્ન કર્યો, 'શું વિચારમાં પડી ગયા દેવર્ષિ ? મારા યોગ્ય....' નારદજીએ કહ્યું. 'હું અયોધ્યાથી આવું છું. દુઃખી અયોધ્યાનું વર્ણન કરી શકતો નથી... પરંતુ દુઃખ, શોક અને આક્રંદથી મૃત્યુની સમીપ પહોંચેલી તમારી જનનીઓ કૌશલ્યા અને સુમિત્રાને જ્યારે હું મળ્યો....મારા જીવનમાં ક્યારેય ન અનુભવેલી વેદના મને થઈ આવી....તમને પ્રતિવાસુદેવની લંકામાં બિભીષણ સુગ્રીવ જેવા સમ્રાટોની ભક્તિમાં માતાઓ ભૂલાઈ જાય તે સહજ છે....'

નારદજી અસ્ખલિત ગતિએ બોલ્યે જતા હતા...શ્રી રામ-લક્ષ્મણ અવાક્ બની સાંભળે જતા હતા....સીતાજીની આંખોમાંથી આંસુઓની ધારા વહી રહી હતી....

'તમે અહીં સુખ ભોગમાં એવા ડૂબી ગયા છો કે ક્યાં દિન ઉગે છે ને આથમે છે તેનો ખ્યાલ નથી આવતો, જ્યારે એ કૌશલ્યા અને સુમિત્રાની એક એક ક્ષણ વર્ષ સમાન વીતી રહી છે. 'હા વત્સ રામ,.....હા વત્સ લક્ષ્મણ, હા વત્સે સીતા....કહી કરુણ રૂદન કરતી એ માતાઓને મેં જોઈ ત્યારે મારૂં હૃદય દ્રવી ઉઠ્યું અને હું દોડતો ભાગતો અહીં આવી પહોંચ્યો...'

શ્રી રામ કકળી ઉઠ્યા. ગદ્ ગદ્ સ્વરે....આંસૂભરી આંખે તેઓ બોલ્યા : હે દેવર્ષિ બસ કરો... સાંભળ્યું જતું નથી એ માતાઓનું દુઃખ....એક દિવસનોય વિલંબ કર્યા વિના અમે અયોધ્યા તરફ પ્રયાણ કરીએ છીએ.'

'લક્ષ્મણ ! બિભીષણને બોલાવો.'

બિભીષણ આવી પહોંચ્યા. નતમસ્તકે બિભીષણે પૂછ્યું.

'સેવક યોગ્ય આદેશ પ્રદાન કરો.'

'રાજન્, જીવનમાં ન થવી જોઈએ એવી ભૂલ થઈ ગઈ છે....માતાઓનું દુઃખ ભૂલીને, તમારી ભક્તિમાં મોહિત થઈને અમે અહીં છ-છ-વર્ષ વીતાવી દીધાં.... આજે પ્રયાણ કરવું જોઈએ.'

બિભીષણની આંખો આંસુથી છલકાઇ ગઇ. 'રામ વિનાની લંકા'ની કલ્પના પણ બિભીષણને રડાવી રહી હતી.

'કૃપાનાથ....' બિભીષણ બોલી શકયા નહીં.

'રાજેશ્વર, અમારા વિરહના દુઃખથી અમારી માતાઓ મૃત્યુ સન્મુખ ન થાય ત્યાં સુધી અમારે ત્યાં પહોંચી જવું જોઇએ; અમને અનુમતિ આપો.' બિભીષણ વિચારમાં પડી ગયો.

'હે નાથ, આપ હવે માત્ર સોળ દિવસ વધુ રોકાઇ જાઓ, સોળ દિવસમાં હું લંકાના શિલ્પીઓને અયોધ્યા મોકલી અયોધ્યાને અનુપમ નગરી બનાવી દઉં. મારી આટલી પ્રાર્થના સ્વીકારો.'

શ્રી રામે નારદજી સામે જોયું. નારદજીએ કહ્યું.

'ભલે આપ આજથી સોળમા દિવસે અયોધ્યા પધારો.

હું આજે અયોધ્યા જઈને આપના આગમનરૂપ મહોત્સવના સમાચાર આપની માતાઓને અને અયોધ્યાપતિ ભરતને આપીશ. તેમના શોક દૂર થશે.'

નારદજીનું બિભીષણે ભાવભક્તિપૂર્વક આતિથ્ય કર્યું અને નારદજી અયોધ્યા તરફ ઉપડયા. સાથે જ હજારો શિલ્પીઓને આકાશયાનમાં બિભીષણે અયોધ્યા રવાના કર્યા.

લંકામાં વાયુવેગે વાત ફેલાઈ ગઈ કે 'આજથી સોળમે દિવસે શ્રી રામ સપરિવાર અયોધ્યા ચાલ્યા જશે.'

લંકાના એક એક સ્ત્રી-પુરૂષ-આ સમાચારથી વ્યાકુળ થઇ ગયા. ટોળેટોળાં બિભીષણના રાજમહેલ પાસે ઉભરાવા લાગ્યાં. રડતી આંખે સહુ કહેવા લાગ્યા. 'હે લંકાપતિ, શ્રી રામને અયોધ્યા ન જવા દો. તમે અમારા સહુ તરફથી શ્રી રામને વિનંતી કરો.'

પ્રજાની વિનંતી આંસુનીતરતી આંખે અને ભારે હૈયે સાંભળી બિભીષણ પ્રજાને કંઈ પ્રત્યુત્તર આપી ન શકયા. પ્રજાએ શ્રી રામના મહાલય આગળ જઈ પ્રાર્થના કરી, શ્રી રામે પ્રજા સામે જાયું .. સૌ ચોધાર આંસુએ રડી રહ્યાં હતાં. 'લંકા છોડીને ન જશો.... અયોધ્યા ન જશો.'

શ્રી રામે કહ્યું: 'પ્યારા લંકાવાસીઓ! અમે અહીં છ વર્ષ રહ્યા, અમને છ ક્ષણ જ લાગી છે....જયારે અમારી માતાઓ માટે છ ક્ષણ છ વર્ષ જેટલી બની ગઈ છે....એ ઉપકારી જનનીઓ અને લઘુભ્રાતા ભરત... અમારા વિરહથી

વ્યાકુળ બની ગયા છે...માટે તમે સહુ અમને અનુમતિ આપો. લંકા, લંકાપતિ બિભીષણ અને લંકાના પ્યારા પ્રજાજનો ક્યારેય નહીં ભૂલાય.'

સોળ દિવસોને વીતતાં કેટલીકવાર લાગે? અયોધ્યથી શિલ્પીઓ પાછા આવી ગયા. બિભીષણે પુષ્પક વિમાનને સમજાવવા આજ્ઞા કરી. પુષ્પકમાં અનેક રત્નો અને કિંમતી વસ્તુઓ બિભીષણે છુપાવીને મૂકી દીધી.



## ૮૫ : : અયોધ્યાના રાજમહેલમાં

જ્યારથી લંકાના શિલ્પીઓ, કલાકારો અને ચિત્રકારો અયોધ્યામાં આવ્યા હતા ત્યારથી અયોધ્યાના રાજમહેલો, રાજમાર્ગો, ઉદ્યાનો નવી રોનકમાં બદલાઈ રહ્યાં હતાં, ત્યારથી અયોધ્યાની પ્રજા જાણી ગઈ હતી કે તેમના પ્રાણપ્યારા રામ, લક્ષ્મણ અને સીતા અયોધ્યા આવી રહ્યાં છે...પ્રજા જાણતી હતી કે લંકાપતિ રાવણ સીતાને ઉપાડી ગયો હતો અને શ્રીરામ–લક્ષ્મણે ભીષણ યુદ્ધ કરી, રાવણનો વધ કરી સીતાને પ્રાપ્ત કરી છે. એટલે પ્રજાનો ઉલ્લાસ અને હર્ષ નિઃસીમ હતો.

લોકોને શ્રી રામનાં દર્શન કરવા હતાં એટલું જ નહીં પરંતુ શ્રી રામના મુખે વનવાસની રોમાંચક વાતો સાંભળવી હતી! લંકાના વિપુલ વૈભવોનો આંખ્યે દેખ્યો હેવાલ જાણવો હતો. દશમુખ રાવણ સાથેના ઘોર યુદ્ધની રસભરી વાતો સાંભળવી હતી. 'શ્રી રામ પુષ્પક વિમાનમાં આવવાના છે.' આવા સમાચારે પણ અયોધ્યાવાસીઓમાં ભારે કુતુહલ પેદા કર્યું હતું. પુષ્પક વિમાનની અવનવી વાતો

તો લોકોએ સાંભળી હતી....હવે તેમને એ પુષ્પક વિમાન સગી આંખે જોવા મળવાનું હતું...એનો આનંદ એમને ઘણો હતો.

નગરની સ્ત્રીઓ સીતાને મળવા કેટલી બધી આતુર હતી! એ કમલકોમલ પતિવ્રતા સન્નારીને હૈયાનાં હેતથી વધાવવા નગરની સ્ત્રીઓ પૂર્વ તૈયારીઓ કરવા લાગી ગઈ હતી.

કૌશલ્યા અને સુમિત્રાએ મહેલમાં રહેવા છતાં વન-વાસીનું જીવન જીવ્યું હતું. મહારાજા દશરથે ચારિત્ર લઈ લીધું હતું. કૌશલ્યા દિન-રાત રામ-લક્ષ્મણ-સીતાના વિચારોમાં ખોવાયેલાં રહેતાં. કલાકોના કલાકો સુધી વિચારનિદ્રામાં ડૂબી જતાં. પતિ-વિરહ, પુત્ર-વિરહ અને પુત્રવધુનો વિરહ....કૌશલ્યાના કેશોમાં વૃદ્ધત્વ આવી ગયું હતું. તેના મુખ પર અકાળે વૃદ્ધાવસ્થા છવાઈ ગઈ હતી. જોકે સુમિત્રાનું સાન્નિધ્ય એને જીવવાનું જોમ આપ્યા કરતું હતું....પણ એ જીવનમાં રસ ન હતો, ઉલ્લાસ ન હતો.... જીવવા માટે જીવવાનું હતું.

ભરત! ભરત તો આમે ય સંસારથી વિરક્ત હતા. એમને રાજ્ય તો શું, સંસાર જ જોઈતો ન હતો. તેઓ રાજા હોવા છતાં રાજર્ષિ હતા. અનાસક્ત ભાવે ને એક માત્ર કર્તવ્ય ખાતર તેઓ અયોધ્યામાં રહેલા હતા. 'ક્યારે આર્યપુત્ર અયોધ્યા આવે....ને હું કર્તવ્યથી મુક્ત બની મોક્ષમાર્ગની આરાધના માટે પર્વતોની ગુફાઓમાં દોડ્યો

જાઉ....' એમને નિરંતર લાગતું કે 'મને એ ગુફાઓ બોલાવી રહી છે....મને એ જંગલો પૂકારી રહ્યા છે....મારે પિતાજીના માર્ગે જવું છે....' ભરતે પોતાના જીવનને ત્યાગ મય બનાવ્યું હતું. પોતાની દૃષ્ટિને વૈરાગી બનાવી હતી. જ્યારથી શ્રી રામના આગમનના સમાચાર મળ્યા હતા, ભરતને આનંદ થયો હતો....પણ એ આનંદ ભ્રાતૃમિલનનો જેટલો ન હતો તેટલો પોતાનો ચારિત્રમાર્ગ સરળ થવાનો હતો. રોજ ભરત કૌશલ્યા અને સુમિત્રાનાં દર્શન કરવા જાય છે...રોજ બંને માતાઓ શ્રી રામના આગમનના સમાચાર પૂછે છે. ભરત શકય એટલા બધા જ સમાચાર આપે છે, પરંતુ આજે તો જ્યારે ભરત કૌશલ્યા પાસે ગયા, કૌશલ્યાએ હેતથી ભરતને નવરાવી દીધા....ભરતના માથે પ્રેમાળ હાથ ફેરવતી કૌશલ્યા બોલી:

'બેટા, આવતી કાલે જ રામ આવે છે ને?'

'હા મા, આવતી કાલે સૂર્યોદયથી ચાર ઘટિકા વ્યતીત થતાં આર્યપુત્ર....

'બેટા, તે રાવણના વિમાનમાં આવશે?'

'હા રાવણના પુષ્પક વિમાનમાં આવશે...'

'લક્ષ્મણ અને સીતા...હા, બેટી સીતાને હું કેટલા વર્ષે જોઇશ....' કૌશલ્યાની આંખો સજલ બની ગઈ.

'અને માતા, આર્યપુત્ર આપનાં દર્શન કેટલાં વર્ષે કરશે? લક્ષ્મણ તો આવતાં જ આપના ચરણોનું આંસુ-

